# ત્યારે કરીશું શું ?

(ટાલસ્ટૉય)

અનુવાદક
પાંડુરંગ વિઠ્ઠલ વળામે

જમનાદાસ ભગવાનદાસ સ્મારક માળા – ૩

# ત્યારે કરીશું શું ?

ટૉલસ્ટૉય

લિખિત

અનુવાદક

પાંડુરંગ વિઠ્ઠલ વળામે

[ કિંમત ૦-૧૨-૦ ]

[ સંવત ૧૯૮૧

## નિવેદન—

જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથમાળાનો આ બીજો મણકો બહાર પડે છે. ટૉલસ્ટૉયની 'What shall We do Then ?' નામની ચોપડીના અનુવાદનો આ પ્રથમ ભાગ છે. સામાજિક, આર્થિક અને ધાર્મિક, એવા અનેક સવાલોનું માર્મિક પૃથક્કરણ આમાં જડશે.

જે ભાઇઓએ આ અનુવાદ તપાસી આપવાની કૃપા કરી છે તેમનો આભાર માનું છું.

**પ્રકાશક**

અને લોકો તેને પૂછવા લાગ્યા કે ત્યારે અમારે કરવું શું ?

તેણે કહ્યું, જેની પાસે બે જોડ લુગડાં છે તે જેની પાસે એક નથી તેવાને એક આપી દે, ને જેના ઘરમાં દાણોપાણી પડ્યાં છે ને જે ભૂખ્યો સૂતો છે તેને નવાજે. * * * *

આ લોકની માયા જોડશો માં; કારણ, અહીંના ધનને તો કાટ ચઢશે ને લૂણો ખાશે અને વળી ચોર પણ ખાતર પાડી કાઢી જશે.

પણ તમારા આત્માના ઓદ્ધારને સાતર પરલોકના ધનનો સચય કરો. એ ધનને કાટલૂણો ખાઈ શકશે નહિ ને ચોર ખાતર પાડી કાઢી જઈ શકશે નહિ.

કારણ જ્યાં તમારૂં ધન હશે ત્યાં જ તમારૂં મન પણ વળગ્યું રહેવાનું.

તારી આંખ તારી કાયાનો દીવો છે. એ દીવો થિર હશે તો કાયા તારી અજવાળી ઝોકાર રહેશે.

પણ જો તારી આંખમાં કાળું પેઠું તો તે જ ઘડીએથી તારી કાયા રૌરવનું રહેઠાણ બન્યું સમજજે. અને એમ એકવાર તારા અન્તરની આતમજ્યોત બૂઝાણી તો પછી કેવડાં અંધારાં !

બે ધણીની ચાકરી કોઈથી થાય નહિ. કાં તો એ [illegible]ને વા'લો બીજાને દવલો કરશે; નીકર એકનાં સાચવશે બીજાના સૂનાં [illegible] મારા મા'વાનાં ને આયાનાં સગપણ એકહારે સચવાશે નહિ.

એટલા સારૂ તમને કહું છું કે આ જીનગીની ચંતા મેલો; કે શું ખાશું, શું પીશું, ને શું પહેરશું ? શું કોળિયો ધાન કરતાં ને લુગડાની લીર કરતાં આ મનખાદેહ વધુ નથી ?

તેથી શું ખાશું, શું પીશું, શું પહેરશું, એ બધી ફકર મેલો. કારણ એ બધા વલોપાત માયાના જીવના છે. માથે ચૌદ લોકનો ધણી વિશંભર જાગતો બેઠો છે એને શું ખબર નથી કે તમને શી શી વાતનો વખો છે ?

માટે તમે તો એક મારા પ્રભુનું જ ધામ ખોળો, ને એના ઉપર આસ્થા રાખી એની મીણનો મારગ ઝાલો; એટલે નવે નિધ તમને એનીમેળે આવી મળશે * * * *

વળી આટલી વાત હૈયે રાખજો કે સોયના નાકામાં થઈને ઊંટ નીકળી જાય તો નીકળી જાય, પણ પૈસાવાળાનો પ્રવેશ પ્રભુના ધામમાં થવો મુશ્કેલ છે.

— ઇશુનાં વચનામૃતોમાંથી

૧

મેં આખું આયુષ્ય ગામડાંમાં ગાળેલું. ૧૮૮૧માં હું મૉસ્કો શહેરમાં રહેવા ગયો ત્યારે શહેરની ગરીબાઇથી હું ચકિત થયો. ગામડાની ગરીબાઈ કેવી હોય છે તે હું જાણતો હતો, પણ શહેરની ગરીબાઈ આ નવી જ જોઈ. તેનું સ્વરૂપ મારી સમજમાં ઉતરતું નહોતું. મૉસ્કોની શેરીઓ પર માણસ નીકળે અને એક વિશેષ ઢબના ભિખારીઓ—ગામડાંમાં જોવામાં આવે છે તેમનાથી જુદી જ જાતના—તેને ન મળે એ અસંભવિત છે. હાથમાં ઝોળી ને મ્હોંમાં ઈશુનું નામ એ ગામડાંના ભિખારીઓની કલ્પના છે; પણ આ ભિખારીઓ તેવા નથી. તેઓ તો નહિ હાથમાં ઝોળી કે નહિ મ્હોંમાં ઈશુનું નામ–એવા ભિખારીઓ હોય છે. મૉસ્કોના ભિખારીઓ ઝોળી હાથમાં ઝાલીને ભીખ માગતા નથી. સાધારણ નિયમ તરીકે જ્યારે એ લોકો કોઇને મળે અથવા તે પોતાની

નજીકમાં થઇને પસાર થાય એમ પોતે જ ચાલે ત્યારે તેની સાથે નજરોનજર મેળવવાની કોશીશ કરે છે, અને સામા માણસની આંખ જોઇને તેને અનુસરી માગે છે અથવા નથી માગતા.

એવા એક સદ્‌ગૃહસ્થ ભિખારીને હું જાણું છું. ડોસો ધીરેધીરે—દરેક પગ પર શરીરની લચક મૂકતો ચાલે છે. કોઇને મળે ત્યારે તે એક પગ પર લચકે છે અને તેને સલામ કરતો હોય તેવો અભિનય કરે છે. જો સામો માણસ ઉભો રહે તો તે પોતાની પીંછાં મૂકેલી ટોપી ઉતારી તેને નમે છે અને ભિક્ષા માગે છે. સામો માણસ ઉભો ન રહે તો આવી લચકાતી પોતાની ચાલ જ હોય એવો દેખાવ કરતો, બીજા પગ પર લચક મૂકતો ચાલતો થાય છે. એ ખરો કસાયેલો ભિખારી છે. પહેલાં તો મને એ જ સમજાય નહિ કે શા માટે મૉસ્કોના ભિખારીઓ છડેચોક માગતા નહિ હોય. પાછળથી તેનું કારણ તો સમજાયું, જોકે એ લોકોની હાલતનો ખ્યાલ તો હજુ નહિ જ આવેલો.

એક દિવસ હું અફણુાસેવ ગલીમા થઇને જતો હતો ત્યાં એક પોલીસનો માણસ કોઈ ચીંથરે હાલ ગામડિયાને ટાંગામાં બેસાડતો જોયો. તેનું શરીર સુણી ગયેલું હતું. એને ઉપાડી જવાનું મેં તે પોલીસને કારણ પૂછ્યું.

પોલીસનો માણસ કહે—“ એ ભીખ માગે છે.”

“ માગવાની મનાઈ છે ? ”

“ છેસ્તો. ” સીપાઇએ જવાબ આપ્યો.

તે સુણી ગયેલા માણસને ટાંગામાં બેસાડીને ઉપાડી જવામાં આવ્યો. બીજે ટાંગો કરી લઇને હું તેમની પાછળ

દોડયો. ભીખ માગવાની ખરેખર જ મનાઈ છે કે કેમ અને હોય તો એ મનાઇનો શી રીતે અમલ કરવામાં આવે છે તે મારે જોઇ લેવું હતું.

એક માણસ બીજા માણસ પાસે કંઇક માગે એમાં એને કાં રોકવામાં આવે એ મારી બુદ્ધિમાં ઉતરતું ન હતું; વળી મૉસ્કોમાં એટલા બધા ભિખારી હતા કે ભીખની બંધીનો કાયદો અહીં પ્રવર્તતો હોય એમ મારા મનને હું મનાવી જ શકતો ન હતો. પોલીસનો માણસ પેલા ભિખારીને જે ચોકી પાસે લઇ ગયો તે ચોકી તરફ મેં પણ મારી ગાડી લેવડાવી. પોલીસ ચોકીમાં મેજની પછવાડે તલવાર ને બંદુકવાળો એક જણ બેઠો હતો. મેં તેને પૂછયું:

" આ ગામડીયાને શું કામ પકડવામાં આવ્યો છે ? "

તલવાર ને બંદુકવાળો મારી સામે કરડી નજર ફેંકી બોલ્યો:

" તમારે શું કામ છે ? "

છતાં મને કંઇક ખુલાસો આપવાની એને જરૂર લાગી હશે એટલે પાછો બોલ્યો:

" સરકારનો હુકમ છે કે આવા લોકોને પકડવા, એટલે પકડયો તે યોગ્ય જ છે. "

હું બહાર ચાલ્યો ગયો. પેલો સીપાઈ ભિખારીને પકડી લાવ્યો હતો તે ઓશરીમાં એક બારીને ઉમરે બેઠો બેઠો કઠોર ચહેરે નોંધપોથી વાંચી રહ્યો હતો. તેને પૂછયું:

" ભિખારીઓને બિચારાઓને ઇશુને નામે ભીખ માગવાની મનાઇ છે એ ખરી વાત છે ? "

પોલીસનો માણસ ચમકયો. મારી સામે તાકયો, અરધા

ટોળા તાણ્યા, પાછો અરધો ગૂમ જેવો થયો. પછી બારીના ઉમરા પર પાછો બેસીને કહેઃ

"સરકારનો હુકમ છે, માટે યોગ્ય છે." એટલું કહીને નોંધપોથી વાંચવામાં મગ્ન થઇ ગયો.

હું બહાર નીકળીને આગળ ટાંગો ઉભો હતો ત્યાં જતો રહ્યો.

"કેમ, શું થયું? એ લોકોએ તેને કેદ કરી દીધો?" ગાડીવાળાએ પૂછ્યું.

ગાડીવાળાને પણ મારી માફક આ જ વાતની જિજ્ઞાસા પેદા થઇ હોય એમ લાગ્યું.

"હા," મેં કહ્યું.

ગાડીવાળાએ ડોકું ધુણાવ્યું.

"આ તે કેવું કહેવાય? મૉસ્કોમાં કોઈ ઇશુને નામે ભીખ માગે તો નથી માગવા દેતા?" મેં પૂછ્યું.

"એ લોકોને ઓળખે કોણ?" ગાડીવાન બોલ્યો.

"પણ આ કેવું કહેવાય?"

મેં કહ્યું. ભિખારી તો ઇશુનો માણસ છે, એ લોક તેને હેડમાં કાં પકડી જાય છે?"

"આજકાલ એ લોકોએ બંધી કરી છે ને. માગવા નથી દેતા."

આ પ્રસંગ પછી કેટલીયે વાર સીપાઇના માણસો ભિખારીઓને પોલીસ ચોકીમાં પકડી જતા અને ત્યાંથી યુસુપૉવ કારખાનામાં લઈ જતા મારા જોવામાં આવ્યા છે. એક દિવસ મ્યાસ્નિત્સ્કાયા રસ્તા પર આવા ભિખારીઓનું મોટું ટોળું જોયું—વીસેક હશે. તેમની આગળ તેમજ પાછળ

સીપાઇઓ હતા. એક ભિખારીને જ મેં પૂછ્યું: "તમને કેમ પકડયા છે?"

"ભીખ માગતા હતા તેથી."

જે રસ્તા પર જાઓ ત્યાં ભિખારીઓની ટોળીઓ તો મળવાની જ, દેવળોમાં પ્રાર્થના ચાલતી હોય ત્યારે અને ખાસ કરીને મરણ પ્રસંગે દેવળની સામે ભિખારીઓની હારની હાર જામી ગઇ હોય છે. તેમ છતાં આ બધું જોતાં હવે એમ માલૂમ પડે છે કે કાયદા અનુસાર એમાંના કોઇ ભિખારીઓ ભીખ માગી ન શકે.

પણ એમ કેમ કે કેટલાકને પકડીને કયાંક પૂરી મૂકે છે, અને બીજાઓને છૂટા રાખે છે? એ વાત મને નહોતી સમજાતી. અથવા ભિખારીઓમાંયે શું કાયદેસર ભિખારીઓ અને બિનકાયદેસર ભિખારીઓ છે? અથવા શું એ લોકો એટલા બધા છે કે બધાને ઓળખી જ શકાય નહિ! અથવા શું એમ બનતું હશે કે જે થોડા ઘણાને ઉપાડી જાય છે તેમનું સ્થાન બીજા નવા લઇ લે છે?

મૉસ્કોમાં તરેહતરેહના ભિખારીઓ છે. કેટલાએક ભીખથી જ પોતાનું ગુજરાન ચલાવનારા છે. કેટલાએક સાચા ભિખારીઓ હોય છે. એ લોકો અક્કરચક્કરમાંથી મૉસ્કોમાં આવી પડેલા હોય છે અને અકિંચન દશાનાં દુઃખ ભોગવતા હોય છે.

આ ભિખારીઓની અંદર ઘણીવાર ગામડાંનાં સ્ત્રીપુરુષો —ગામડાંની ઢબનાં લુગડાં પહેરેલાં જોવામાં આવે છે. મને એવા ઘણીવાર મળ્યા છે. કેટલાક માંદા પડીને શહેરની

ઇસ્પિતાલમાં આવેલા, ત્યાંથી સાજા થતાં તેમને રજા મળેલી, અને પાસે દમડી પણ બચેલી નહિ કે ખાવાનું લઈ શકે અથવા મૉસ્કો બહાર જતા રહી શકે, કેટલાકને વળી વધારામાં પ્યાલીનો ચટકો લાગેલો હતો. (પેલો રગતપિત્તીઓ એવો જ હતો.) કેટલાક રોગિયા નહોતા તો આગ લાગીને જેમનાં ઘરબાર બળી ગયેલાં એવાઓ, અથવા અવસ્થાથી અશકત બનેલાઓ, અને કોઇ કોઇ બચ્ચાંવાળી બાઇઓ પણ હતી. કેટલાક વળી સાજા સારા—કામ કરી શકે તેવા પણ હતા.

આ જે ગામડાંના લોકો ભીખ માગતા થઇ ગયા છે તેમને વિષે મને જરા વધારે જિજ્ઞાસા થઇ. પેલા સાજાતાજા ભિખારીઓમાં પણ મને એક કારણને લીધે જિજ્ઞાસા પેદા થઇ હતી. જ્યારથી હું મૉસ્કોમાં આવ્યો છું ત્યારથી મેં નિયમ રાખ્યો છે કે કસરત ખાતર રોજ સ્પેરો ટેકરી પર જવું ને ત્યાં કોઇ બે ગામડીઆઓ લાકડાં વેરે છે તેમની સાથે કામ કરવું. રસ્તામાં ભિખારીઓ મળે છે તેવા જ આ બે ગામડીયાઓ પણ ભિખારીઓ હતા. એકનું નામ પીટર, તે કાલુંગા ગામનો રહીશ હતો. બીજાનું નામ સીમન, લાદિમિરના પ્રાન્તમાં એનું ગામ હતું. તેમની માલમિલ્કતમાં તેમણે શરીર પર પહેરેલું હતું તેટલું જ. એ જ હાથની સહાયથી સખત મજૂરી કરીને તે લોકો રોજ ચાલીસ પિસ્તાલીસ કોપેક કમાતા, અને તેમાંથી કંઇક બચત પણ રાખતા. કાલુંગાવાળાને એક ગરમ ડગલો લેવાનો મનસુબો હતો, લાદમિર વાળાનો મનસુબો હતો કે પૂરતા પૈસા એકઠા થાય તો દેશ ચાલ્યો જાઉં. આ બે જણનો મને પરિચય થયેલો

એટલે રસ્તાપર એવા ગામડીઆઓને ભીખ માગતા જોઉં ત્યારે એમના વિષે મને જિજ્ઞાસા થતી.

પેલા બે કેમ મજૂરી કરે છે, ને આ લોકો કેમ ભીખ માગે છે?

જ્યારે જ્યારે કોઈ ગામડીયા ભિખારીને મળું ત્યારે તેને હું સામાન્ય રીતે પૂછું છું કે આ ધંધો તારે શા સારૂ લેવો પડયો? એક દિવસ એવો એક ભિખારી મળ્યો. તેની દાઢીમાં વચ્ચેવચ્ચે પળીયાં આવેલાં હતાં, પણ તેનું શરીર સાજુંતાજું હતું, છતાં તે ભીખ માગતો હતો. મેં તેનું નામ ને ઠામ પૂછ્યું. તેણે કહ્યું તે કાલુંગાનો છે અને કંઈક કમાવાના ઉદ્દેશથી આવ્યો છે. પ્રથમ તેને અને તેના ગોઠીયાને કંઈક કામ મળેલું—જૂનાં લાકડાં ફાડવાનું. એ કામ ખલાસ થઈ ગયું. બીજા કામની તલાશમાં છે, પણ હજુ પત્તો લાગ્યો નથી. દરમિયાન પેલો ગોઠીયો તેને છોડીને ચાલ્યો ગયો, એટલે આ એકલો પડયો. આમ તે એકલો એકલો એ અઠવાડીયાંથી આંટા માર્યા કરે છે, પાસે જેટલું હતું તે બધું ચવાઈ ગયું છે, પાસે એક કોપેક પણ રહ્યો નથી કે કરવત કે કુહાડી વેચાતી લઈ શકે. મેં તેને કરવત લેવાના પૈસા આપ્યા અને કયાં કામ કરવા આવવું તે બતાવ્યું. પિટર તથા સીમનને મેં કહી રાખ્યું કે તે આવે તો તેને રાખી લેવો અને તેને માટે કોઈ જોડીયો મેળવી આપવો.

"જોજો, જરૂર આવજો! ત્યા કામ તો ઢગલાબંધ પડયું છે."

"જરૂર આવીશ, જરૂર આવીશ," તેણે કહ્યું,

"માગવામાં શી મજા બળી છે? હજુ તો કામ કરી શકું એવો છું."

ગામડીયાએ આટલી બધી ખાત્રી સાથે પોતે આવશે એમ કહ્યું. ધાર્યું તે મને ઠગતો નહિ જ હોય, આવવાનો તેનો પૂરેપૂરો વિચાર હશે.

વળતે દહાડે એ આવ્યો કે નહિ એની ખબર કાઢવા હું પેલા ગામડીયા મિત્રો પાસે ગયો. કોઈ આવ્યું યે નહોતું ને ક્યું યે નહોતું. આ રીતે સંખ્યાબંધ માણસોએ મને ઠગ્યો છે. કેટલાકને ગામ પહોંચાય તેટલા ટિકેટના પૈસા જ ફક્ત જોઈતા હોય. અઠવાડીયા પછી પાછા રસ્તામાં તેમનાં જ દર્શન થાય. આવાયે છેતરી ગયા છે. આવા ઘણાને હું ઓળખી ગયો છું, તેઓ પણ મને ઓળખી ગયા છે. કેટલીક વાર એવા ભૂલમાં મારી પાસે આવી ચઢતા અને તે જ ઢોંગબાજી ચલાવવા જતા, તો કેટલાકવાર મને દૂરથી જુએ કે આડાઅવળા થઇ જતા. આમ મેં જોયું કે આ લોકોમાં ઘણા ઢોંગીયાઓ પણ હતા. પણ એ ઢોંગીયાઓ પણ બિચારા બહુ દયાપાત્ર હતા. બધાં અધનાગાં, અધભૂખ્યાં, દળદરી, નમાલાં, માંદલાં એવાં હતાં. છાપાંઓમાં ટાઢથી ઠુંઠવાઇને અને ગળે ફાંસો ખાઇને મરનારાઓની વાતો વાંચીએ છીએ તે બધા આ જ વર્ગના.

૨

જ્યારે જ્યારે આ શહેરી કંગાલીયતની વાત હું શહેરનાં લોકોને કરતો ત્યારે મને સૌ હમેશાં એમજ કહેતા કે, "ઓહો, એટલામાં શું ગભરાઇ ગયા ? તમે હજુ કયાં બધું જોયું છે? ખરી દશા જોવી હોય તો ખિત્રાળ બજારે જાઓ. શહેરના સાચા કંગાલોનું મંડળ તમને ત્યાં આગળ જોવા મળશે. એક મશ્કરાએ કહ્યું, "મંડળ શાનું ?" મોટું ટોળું કહો—એટલા એ લોકો ભેગા થયા છે." એ મશ્કરાનું કહેવું સાચું હતું, પણ વધારે સાચી વાત કહેવી હોય તો તેણે આમ કહેવું જોઇતું હતું—"મંડળ શાનું ? ટોળું પણ શાનું ? મૅારકોમાં તો એ લોકનું આખું સૈન્ય જમા થયું છે." હું ધારું છું મૅારકોમાં એવાઓની આબાદી પચાસ હજારની હશે. જૂના જૂના શહેરી બાવાઓ તો આવી શહેરી દુર્દશાની વાત નીકળતી ત્યારે એક જાતના આનંદની સાથે વાત કરતા—કેમ જાણે 'અમે બધું જાણીએ છીએ' એ વાતનું અભિમાન તેમને ન હોય ! મને યાદ છે કે હું જ્યારે લંડનમાં હતો ત્યારે ત્યાંના

દેશીઓ લંડનની ગરીબાઇની ગર્વની સાથે વાતો કરત
એટલે સુધી એ લોક બોલતા કે "ભાઈ, અમારા લોકો
કામ તો એમજ ચાલે."

જે કંગાલીયતની વાતો સાંભળી હતી તે નજરે જોવા
મન થતું હતું. કેટલીયે વાર ખિત્રોવ બજાર જવાને નીકળ્યે
પણ દર વખતે દિલમાં બેચેની થઈ આવે, લાજ આવે.

"ગરીબોનાં દુઃખ જોવા મારાથી કેમ જવાય—
દુઃખમાંથી હું તેમને ઉગારી શકવાનો નથી?" એક અવા
આમ કહેતો.

"નહિ, જો તું અહીં રહી શહેરી જીંદગીનાં બ
સુખ જુએ છે તો ત્યાં જઇને દુઃખો પણ જો;" બી
અવાજ વળી એમ કહેતો.

એટલે પછી ત્રીજા વરસ પરના ડિસેમ્બર મહિના
એક ઠંડા ને વાવાઝડીને દિવસે હું શહેરી કંગાલીયતના
કેન્દ્રમાં—ખિત્રોવ બજારમાં જવાને નીકળ્યો. દિવસ સામા
કામકાજનો હતો—તહેવારનો નહોતો, બપોરના ચાર થ
હશે. શોલ્યાંકા તરફ જેમ જેમ ચાલવા લાગ્યો તેમ ત
વિચિત્ર વેશવાળા માણસો વધારે ને વધારે નજરે પડ
લાગ્યા. તેમનાં કપડાં વિચિત્ર—તેમનાં પોતાનાં નહિ હે
એ તો ચોકસ, અને પગનાં પગરખાં વળી તેથીયે વિચિ
મ્હોં બધાનાં મુડદાલ જેવાં શ્યામ પડી ગયેલાં. અને તે બ
ઉપરાંત બધાના ચહેરા ઉપર જાણે આસપાસ કાંઇ હોય
નહિ એવી બેપરવાઇની છાપ જોવામાં આવતી—અને સ
છાપ સૌમાં સર્વસામાન્ય જણાઇ. એમનાં કપડાં આટ
બધાં વિચિત્ર હતાં—આટલાં ઢંગ કે ધડા વિનાનાં હતાં છ

એ લોકોને એ વાતનો વિચાર જ નહોતો. તેઓ છુટથી ચાલ્યા જતા હતા, જોનારાઓ ઉપર તેમના વેશની કેવી છાપ પડશે એવો ખ્યાલ પણ તેમના મગજમાં નહોતો. એ બધા એક દિશામાં ચાલતા હતા.

મને રસ્તો ખબર નહોતો, છતાં મેં તો કોઇને પૂછ્યું નહિ તેમની પાછળ પાછળ ગયો ને ખિત્રાવ બજારમાં પહોંચ્યો. બજારમાં આવી જ બાઇઓ જુવાન ને ઘરડી, ફાટલાંતુટલાં ટોપાં, પોલકાં, ચોળી, ચણીયા, બૂટ ને હોલબૂટ પહેરીને અને આવા બેહૂદા વેશ છતાં બિલકુલ સંકોચનું નામ ન જાણતો—એવી બાઇઓ બેઠી બેઠી કંઇક વેચતી હતી અથવા હરતીફરતી જતી અને ગાળો ભાંડતી હતી. ખુદ બજારમાં બહુ થોડાં માણસ હતાં. બજારનો વખત થઇ ગયો લાગતો હતો. ઘણાખરા માણસો બજાર વચ્ચે થઇને કે આજુબાજુથી ટેકરી પરના રસ્તા તરફ જતા હતા—સૌની દિશા એક જ હતી. હું પાછળ પાછળ ચાલ્યો. જેમ આગળ જતો હતો તેમ એક જ દિશામાં જતા લોકોની ગરદી વધતી જ જતી હતી. બજાર પસાર કરીને હું રસ્તા પર ચડ્યો. બે સ્ત્રીઓ જતી હતી તેમની પાસે પાસે ચાલવા લાગ્યો. એક બુઢ્ઢી હતી ને એક જુવાન હતી. બન્નેએ ફાટલાં ભૂરાં લુગડાં પહેર્યાં હતાં. ચાલતી ચાલતી બેઉ જણી કશીક વાત કરતી જતી હતી.

દરેક જરૂરી શબ્દની પછી તેઓ એક કે બે બિન-જરૂરી અને અત્યન્ત અઘટિત એવા શબ્દો ઉચ્ચારતી જતી હતી. તેઓ પીધેલી તો નહોતી, પણ કશાકથી ઉકળેલી હતી. માણસો તેમને સામા મળતા, તેમની આગળ ચાલતા, તેમની પાછળ ચાલવું પણ તેમની આ વિચિત્ર વાતચીત પર કોઇનું

જરા જેટલું ધ્યાન ખેંચાતું નહોતું. આ લત્તામાં બધા લોકોની બોલવાની પ્રથા આવી જ હશે એમ ચોકસ લાગે છે.

ડાબે હાથે કેટલીક ચાલીઓ આવી. કેટલાક ત્યાં રોકાઈ ગયા અને બાકીના આગળ ચાલ્યા. ટેકરી ચડયા પછી ખુણા પર એક મોટું મકાન હતું તેની સામે અમે પહોચ્યા. મારી સાથે જે બધા ચાલતા હતા તેમાંથી મોટો ભાગ આ મકાન આગળ ઉભો રહ્યો. એ મકાનની સામેના ફુટપાથ ઉપર આવાને આવા માણસો ફરતા હતા. કેટલાક ફરતા હતા તો કેટલાક ફુટપાથપર ને કેટલાક બરફથી છવાયેલા રસ્તા પર બેઠા હતા. અંદર જવાના દરવાજાને જમણે હાથ સ્ત્રીઓ હતી અને ડાબે હાથ પુરુષો હતા. મેં સ્ત્રીઓ પાસે થઇને એક આંટો માર્યો ને પછી પુરુષો પાસે થઈને આંટો માર્યો ( સેંકડો સ્ત્રીપુરુષ હતાં. ) અને એ લોકોની હરોળનો છેડો આવ્યો ત્યાં ઉભો રહ્યો. જે મકાનની સામે આ લોકો થોભેલાં તે લ્યાપિસ્કી અનાથાલય હતું. એ ટોળાબંધ લોકો રાતોરાત તેમાં ઉતરવાની પરવાનગી મળવાની આશામાં ત્યાં પડયાં હતાં. સાંજના પાંચ વાગે દરવાજા ખુલે છે અને ત્યારથી લોકોને દાખલ કરવામાં આવે છે. રસ્તે આવતાં મેં જે અનેક લોકો જોયેલાં તે બધાં આ મકાને પહોંચવાની પેરવી કરી રહ્યાં હતાં.

લોકોની હરોળનો છેડો આવ્યો ત્યાં હું ઉભો રહ્યો. મારી નજીક હતા તે લોકો મારી સામું જોવા લાગ્યા અને પોતાની નજરથી મને આકર્ષણ કરવા લાગ્યા. તેમનાં અંગ ઢાંકનાર ફાટલાં કપડાંના ગાભાઓ ભાત ભાતના હતા; પણ જે નજર એ બધાં મારા ઉપર નાંખી રહ્યાં હતાં તેમાં—બધાની જ નજરમાં એક કથા સામાન્ય હતી. સૌની નજરમાં કોઇ

પણ આ સવાલ ઉકેલી શકે, " એ બીજી કોઇ દુનીયાના માનવી, શા માટે તું અહીં આવીને અમારી પડખે ઉભો છે? તું કોણ છે? શું તું કોઇ આપ-સંતોષી લક્ષ્મીપુત્ર છે, અને તારા રંગરાગમાંથી સ્હેજ સ્થાનફેર ખાતર અથવા અમારી આંતરડી બાળવા ખાતર અમારાં દુઃખમાંથી મજા માણવા અહીં આવ્યો છે? અથવા તો શું તું—જે નથી બનતું ને નથી બનવું સંભવતું—કોઇ અમારી દયા જાણનારો છે?"

સઘળા ચહેરાઓ પર આ જ સવાલ હતો. મારી સામું તાકે, મારી આંખથી આંખ મિલાવે અને પાછાં મ્હોં ફેરવી લે. મને થયું કે લાવ કોઇ એકની સાથે વાતચીત શરૂ કરૂં, પણ લાંબો વખત સુધી શરૂ કરવાનો નિશ્ચય ન કરી શક્યો. પરન્તુ અમારાં મ્હોં મૂંગાં હતાં છતાં અમારી આંખો અમને વધારે ને વધારે નજીક આણી રહી હતી. પરિસ્થિતિએ અમને ફાવે તેટલા અલગ પાડયા હતા, પણ બે વાર ને ત્રણ વાર નજરો ભેગી થઇ કે અમે સૌ મનુષ્ય છીયે એ લાગણી હૃદયમાં પ્રગટી, એકબીજાનો ડર અમારાં મનમાંથી ઉડી ગયો. હું ઉભેલો ત્યાંથી નજીકમાં નજીક એક ગામડીયો ઉભો હતો. તેનું મ્હોં સુઝેલું હતું, દાઢી લાલ હતી. તેણે શરીરે ફાટેલો સદરો પહેર્યો હતો ને પગમાં સોંસરી પગની ચામડી દેખાય એવા જુના હોલબૂટ હતા. ઠંડી એટલી બધી હતી કે પારો શૂન્ય સ્થાનથી આઠ અંશ ઉતરી ગયો હશે. અમારી આંખ ત્રીજી કે ચોથી વાર મળી, અમારો સહવાસ મને એટલો નિકટનો લાગ્યો કે તેની સાથે બોલવાની શરમ તો શું રહે, મને ઉલટું એમ લાગ્યું કે જો આની સાથે વાતચીતમાં ન ઉતરૂં તો મારે શરમાવું જોઇયે.

" ક્યાં રહેવું ? " કરીને મેં શરૂઆત કરી. તેણે ખુશ-મિજાજથી જવાબ આપ્યો અને વાત કરવા માંડી. બીજા પણ અમારી પાસે આવ્યા તે સ્મોલેંસ્કનો રહીશ હતો. ખેતરમાં વાવવાને બીજ લેવાં હતાં અને મહેસુલ ભરવાનું હતું. તેટલા પૈસા મળે એવી કંઇક મજુરી શોધવાને તે અહીં આવ્યો હતો.

" મજુરી શોધી જડતી નથી," તેણે કહ્યું, "આજકાલ અમારૂં બધું મજુરીનું કામ લશ્કરી લોકોએ પડાવી લીધું છે. રોજ ભટકીભટકીને દમ નીકળે છે. બે દિવસ થયાં પેટમાં અન્ન ગયું હોય તો ભગવાન સાક્ષી."

આ વચનો તેણે જરા શરમાતાં, મ્હોં મલકાવવાનો યત્ન કરતાં કહ્યું. પાસે એક સ્બિટન* વેચનારો—કોઇ બુઢ્ઢો સિપાઇ—ઉભો હતો. મેં તેને બોલાવ્યો. તેણે સ્બિટનનો એક પ્યાલો ભર્યો. ગામડીયાએ ગરમ ગરમ પ્યાલો હાથમાં લીધો અને પીવા માંડ્યો. પહેલાં તેનાથી હાથ શેકી લીધા—તેની મોંઘી ગરમીને લેશ પણ નકામી કેમ જવા દેવાય ? આમ હાથ શેકતાં શેકતાં તેણે પોતાના અનુભવનું વર્ણન કરવા માંડ્યું. આ લોકોના અનુભવો અથવા અનુભવોની જોડી કાઢેલી વાતો, હમેશાં લગભગ સરખી જ હોય છે. પહેલાં તેને એક નાનુંસરખું કામ મળેલું, પણ તે કામ ખલાસ થયું અને પૈસા સોતું તેનું પાકીટ તેમજ તેની ટિકેટ કોઇ

---

* સ્બિટન ચહા જેવો એક જાતનો ઉકાળો છે, જે રશીઆનો આમવર્ગ ચહાને ઠેકાણે પીયે છે. તે પાણી, મધ અને હૉરલ નામની વનસ્પતિનાં અથવા સેજના પાંદડાંનો બને છે.

અનાથાલયમાં ચોરાઇ ગયાં. હવે એવી સ્થિતિ થઇ પડી છે કે મૅાસ્કો છોડીને જઇ પણ ન શકાય. તેણે મને કહ્યું કે અનાથાલયોમાં સદાવ્રત ચાલતાં હોય છે ત્યાં રોટીના જે કંઈ ટુકડા મળે તે ખાઇ લઉં છું, કોઇ વાર એ લોકો ટુકડો આપે છે ને કોઇ વાર વળી કાઢી પણ મેલે છે. રાત્રે આ લ્યાપિંસ્કી અનાથાલયમાં આવીને પડયો રહું છું. હું તો રાહ જ જોઇ રહ્યો છું કે કયારે સિપાઇઓની ધાડ આવે અને મારી પાસે પરવાનો નથી તે માટે મને પકડી જાય, અને થોડીવાર હેડમાં રાખી સરકારી ખર્ચે મને મારે ગામ પહોંચાડી દે. સાંભળ્યું છે કે સિપાઇનાં માણસ ગુરુવારે નીકળવાનાં છે. ( જેલ એ તેના મનને તો કોઇ ઉચ્ચ લોક જેવી જ લાગતી જણાતી હતી. )

તેની આવી વાત ચાલતી હતી તેવામાં ટોળામાંથી બે ત્રણ માણસો વાતમાં ભળ્યા. પેલાની વાત સાચી છે એમ તેમણે શાખ પૂરી અને કહેવા લાગ્યા કે અમારા પણ બરાબર તે જ હાલ છે. ટોળાંમાંથી એક દુબળો-ફીકો લાંબા નાકવાળો જુવાનીયો માર્ગ કરીને મારી નજીક પહોંચ્યો. તેના શરીરના ઉપરના ભાગ પર એક પહેરણ સિવાય કંઇ નહોતું, અને પહેરણમાં ખભાપર કાણાં પડેલાં હતાં. તેણે માથાપર છજ્જું તૂટેલી ટોપી નાંખી હતી. અતિશય ઠંડી ન ખમાવાથી તે એકસરખો ધ્રૂજતો હતો, છતાં પેલા ગામડીયાઓ મને વાતો સંભળાવતા હતા તેમના ઉપર તિરસ્કારભર્યું હસવા લાગ્યો—એવી આશામાં કે તે મારો બરોબરીઓ દેખાય—પછી મારી સામું જોઇ રહ્યો. મેં તેને પણ સ્બિટનનો પ્યાલો અપાવ્યો. પ્યાલો લઇ તે પીતો હતો અને મારી સાથે વાત

ફરવા જતો હતો ત્યાં એક ઉંચા, શ્યામવર્ણા, પોપટીયા નાકવાળાએ ધક્કો મારીને તેને બાજુએ હઠાવી દીધો. તેણે છીંટનું અહન અને ઉપર જાકીટ પહેર્યું હતું; માથે ટોપી ઓપી ન મળે.

પોપટીયા નાકવાળાએ પણ સ્બિટન માગ્યો. પછી એક લાંબા પગવાળો ડોસો આવ્યો. તેની દાઢી કાચરના ઘાટની હતી. દોરડાના પટ્ટાવાળો મોટો ઝબ્બો તેણે પહેર્યો હતો. તેના જોડા કંતાનના હતા; તે પીધેલો લાગતો હતો. પછી એક છોકરો આવ્યો. તેનું મ્હોં સુઝેલું ને આંખમાં આંસુ હતાં. ભૂરા નાનકીનનો કોટ તેણે પહેર્યો હતો. તેણે પહેરેલા પાટલૂનનાં કાણાંમાંથી ટાઢથી થરથરતા ને એક બીજા સાથે ભટકાતા તેના ગોઠણ દેખાતા હતા. એટલો ઠુંઠવાયેલો હતો કે પ્યાલો પણ તે પકડી ન શક્યો ને અંદરનો ઉકાળો તેના શરીર પર ઢોળાયો. બધા તેને લડવા લાગ્યા. તે બિચારો દયામણે ચહેરે હસતો હતો ને ધ્રૂજતો હતો.

ત્યાર પછી કોઇ વાંકલો, લૂલીયો, ચીંથરાં વીંટાળેલો ને ઉઘાડપગો આવ્યો. પછી તો ચિત્રવિચિત્ર વ્યક્તિઓ આવવા લાગી. એકનો દેખાવ કયાંકના અધિકારી જેવો હતો, બીજાનો કોઇ પાદરીના જેવો હતો. એકને વળી નાક જ નહોતું. ઠંડી અને ભૂખથી પીડાતો એ આખો સમુદાય,—દયામણો ને ગરીબડો, મારી આસપાસ ટોળે વળ્યો અને સ્બિટન માગવા લાગ્યો. બધાએ સ્બિટન પીધો. એક જણે થોડા પૈસા માગ્યા, મેં આપ્યા. પછી બીજાએ માગ્યા, ત્રીજાએ માગ્યા, આખા ટોળાએ મને ઘેરી લીધો. પાસેના ઘરના ચોકીદારે ટોળાને

હાક મારી કે અમારા ઘર સામેના ફુટપાથ પરથી ખસી જાઓ. લોકો મૂંગે મોઢે એ હુકમને તાબે થયા. ટોળામાંના કેટલાક સ્વયંસેવક બની ગયા ને મારૂં રક્ષણ કરવા નીકળી પડ્યા; તેઓ મને એ ટોળાના દબાણમાંથી બહાર લઇ જવા ઇચ્છતા હતા, પણ જે ટોળું પહેલાં લાંબા ફુટપાથ ઉપર પથરાયેલું હતું તે બધું હવે ગોલમાલમાં પડ્યું હતું અને ધક્કામુક્કી કરીને મારી પાસે પહોંચવા માગતું હતું. બધાં મારી સામું જોતાં હતાં ને કંઇક માગતાં હતાં. એ ચહેરા બધા એક એકથી ચડે એવા દયામણા, નિસ્તેજ, ગરીબડા હતા. મારી પાસે જેટલું હતું તેટલું બધું મેં તેમને આપી દીધું. મારી પાસે બહુ પૈસા નહોતા—વીસેક રૂપીયા હશે. પછી હું તે લોકની સાથે અનાથાલયમાં પેઠો.

અનાથાલય જંગી છે. તેમાં ચાર વિભાગો છે. ઉપરના માળાઓમાં પુરુષો માટેના ખંડો છે, નીચેનામાં સ્ત્રીઓ માટે. પ્રથમ હું સ્ત્રીઓના વિભાગમાં ગયો. એક મોટો ઓરડો છે અને તેમાં હારબંધ સુવાના બાંકડા ગોઠવેલા છે. રેલગાડીનો ત્રીજા વર્ગનો ડબો હોય એવો દેખાવ છે. બાંકડાઓની ઉપર નીચે એવી બે હારો કરેલી છે. વિચિત્ર વેષવાળી સ્ત્રીઓ જુવાન ને બુઢ્ઢી—પહેરેલાં વસ્ત્ર સિવાય જેમની પાસે બીજું કશું જ ન મળે—તેવી અંદર આવીઆવીને પોતપોતાની જગાનો કબજો લેવા લાગી—કોઇ નીચે, કોઇ ઉપર. બુઢ્ઢી સ્ત્રીઓ હાથથી ક્રૂસની મુદ્રા કરીને ઇશ્વરને પ્રાર્થના કરવા અને આ ઘર બાંધનારને દુવા દેવા લાગી. બીજીઓ હસાહસ ને ગાળાગાળી ચલાવવા મંડી.

હું ઉપલે માળ ગયો. ત્યાં પુરુષો બાંકડાઓમાં ગોઠ-

વાઇ ગયા હતા. તેઓમાં જેને મેં પૈસા આપેલા તેવો એ જણ જોવામાં આવ્યો. તેને જોયો કે મારૂં પોતાનું મ્હે એકદમ શરમથી પડી ગયું ને હું ફરવું પડતું મુકી વહેલે વહેલો બહાર નીકળી ગયો. મોટું પાપ કર્યું હોય એવં લાગણીની સાથે હું આ અનાથાલયમાંથી નીકળી ઘેર ચાલ્યે ગયો. મારા ઘરમાં દાદર પર બિછાએલી જાજમ પર પગલ ભરતો હું ઓરડામાં દાખલ થયો, ઓરડાની બધી જમીન પર શેતરંજી બિછાવેલી હતી. ત્યાં મારો હુંફાળો ગરર ડગલો મેં ઉતાર્યો ને પછી જમવા બેઠો. પાંચ જાતન પકવાન પીરસાયાં અને સુંદર કોટ, સફેદ ટાઈ (ગળબંધ સફેદ હાથમોજાં પહેરેલા બે બબરચીઓ પીરસનારા.

ત્રીસ વરસ પર પારિસમાં મેં એક માણસનો હજારે માણસની સમક્ષ શિરચ્છેદ થતો જોયેલો. એ માણસ ભયંક ગુન્હેગાર હતો એ હું જાણતો હતો; આવાં કૃત્યોન બચાવમાં સૈકાઓ થયાં જે જે વિચારો માણસો લખત આવ્યા છે તે પણ હું જાણતો હતો. આ કૃત્ય ઈરાદા પૂર્વક, જ્ઞાનપૂર્વક કરવામાં આવે છે તે પણ હું જાણતે હતો. પરંતુ જે વખતે માથું ને ધડ જુદાં થઈ પેટીમ પડયાં તે વખતે મારૂં હૃદય રડેલું; તે વખતે હું સમજ્યે —મનથી નહિ; હૃદયથી નહિ પણ મારા અણુઅણુથ હું સમજ્યો કે દેહાન્ત દંડ વિષે જે વિચારો મેં સાંભળ્ય છે તે બધા વિચારો ભ્રમ છે; હું સમજ્યો કે જગત્માંને આ મોટામાં મોટો ગુન્હો–ખૂન–તે કરવાને ભલે ગમે તેટલ લોક ભેગા થતા હોય, તેઓ ભલે તેને ગમે તે નામ આપત હોય પણ ખૂન તે ખૂન જ છે, અને એ પાપ આજે માર

આંખ સામે આચરવામાં આવ્યું છે. મારી હાજરીથી અને અ-વિરોધથી મેં તે પાપમાં મારી સંમતિ આપી છે, ને તેમાં ભાગ લીધો છે.

તે જ રીતે આજે આ હજારોનાં ભૂખ, ટાઢ અને અપમાનનાં દર્શનથી હું સમજ્યો—મારી બુદ્ધિથી નહિ, હૃદયથી નહિ પણ મારા પરમાણુ પરમાણુથી સમજ્યો કે મૉસ્કોમાં હજારો આવા માણસો હોય—અને હું મારા જેવા સેંકડોની સાથે માલમસાલા ઉડાવતો રહું, હું મારા ઘરની જમીન પર કસબી જાજમો બિછાવું ને મારા ઘોડાઓ પર કસબી સામાન ચડાવું એ ગુન્હો છે—ભલે જગત્‌ના ડાહ્યા માણસો તેવા ભેદની આવશ્યકતા હોવા વિષે મને ગમે તેટલા ઉપદેશો સંભળાવે. આ ગુન્હો એક જ વાર થઇને અટકતો નથી આખો વખત—નિરન્તર થતો જ રહે છે અને હું મારા મોજશોખો વડે એ ગુન્હામાં કેવળ છેટે રહ્યો રહ્યો મદદ જ કરતો નથી, પણ તેમાં સીધો ભાગ ભજવું છું. આ બે ગુન્હાઓમાં ભેદ હોય તો મારે મન તે આટલો જ છે: પેલા શિરચ્છેદ પ્રસંગે બહુ બહુ તો મારાથી એટલું બની શક્યું હોત કે હત્યા યંત્ર—પાસે ઉભા રહીને ખૂનની ક્રિયા કરનાર પેલા ખૂનીઓને મોટે અવાજે કહેવું કે તમે લોકો ખોટું કરો છો, તેમના કામમાં હરેક રીતે વિઘ્ન નાખવું. પણ એટલું કરત તોયે તે પ્રસંગે હું સમજતો હોત કે મારા એ કૃત્યથી ખૂન અટકી ન શક્યું હોત. પણ આ પ્રસંગે તો હું ગરીબ લોકોને સ્બિટન પાઈ શક્યો ને મારા ગજવામાં થોડાક પૈસા હતા તેટલા આપી શક્યો, એટલું જ નહિ, પણ ધારત તો મારો ઓવર કોટ પણ ઉતારી આપી

શકયો હોત, ઘેર જે કંઈ મારી પાસે છે તે બધું પણ આપી દઈ શકયો હોત. તે મેં ન આપ્યું, તેથી મને લાગ્યું—આજે પણ લાગે છે અને એ લાગણી કોઈ દિવસ મટનાર નથી—કે જ્યાં સુધી મારી પાસે વધારા પડતું ખાવાનું છે અને બીજા કોઈક પાસે જરાયે નથી, જ્યાં સુધી મારી પાસે બે વસ્ત્ર છે ને બીજા કોઈક પાસે એકે નથી, ત્યાં સુધી એક નિરન્તર ચાલી રહેલા પાપમાં હું ભાગીદાર છું.

૩

હયાપરકી અનાથાલયથી આવીને તે જ રાત્રે મેં મારા ખ્યાલો એક મિત્રને કહ્યા. એ મિત્ર—મૉસ્કોનો રહીશ—કહેવા લાગ્યો, અને તે ખુશાલી વગર બોલતો નહોતો, કે “આ તો શહેરી જીવનનું રોજનું દૃશ્ય છે, તમે કસબાના રહેનારા તેથી એમાં કંઇ વિશેષતા હોય એમ જુઓ છો; અહીં તો પરાપૂર્વથી એમ જ ચાલતું આવ્યું છે અને હમેશાં એમ જ ચાલતું રહેવાનું છે. એ તો સભ્યતાની એક અનિવાર્ય શરત છે. લંડનમાં તો અહીંથીયે બહુ છે,—આમ જોતાં આમાં કશું જ ખૂરૂં નથી, તેના ઉપર જીવ બાળવાનું કાંઇ કારણ નથી.”

હું એ મિત્રના જવાબમાં દલીલો આપવા લાગ્યો, પણ હું એટલો તપીને અને ઘાંટો તાણીને દલીલ કરતો હતો કે બાજુના ઓરડામાં મારી પત્ની હતી તે કંઈક તકરાર જામી છે એમ સમજી દોડી આવી. માલુમ પડ્યું કે, અજાણમાં અજાણમાં હું ગળગળા અવાજે બરાડતો હતો અને મારા મિત્રના મ્હોં તરફ હાથ ઉગામતો હતો. મેં ચીસ પાડેલી, "કેમ, કેમ–આ રીતે તે કેમ જીવ્યું જાય, કેમ જીવ્યું જાય ?" આવી ઉશ્કેરણીના અતિરેક માટે મને સૌએ શરમીંદો કરી દીધો, 'તમને તો કોઇ દિવસ ઢંઢકથી વાત જ કરતાં ન આવડી, વાત વાતમાં એવા તપી જાઓ છો કે સામાને માઠું લાગી જાય" એવું એવું મને સંભળાવવામાં આવ્યું, અને એ બધાથી ભારે તો એ કે એવાં અકર્મી લોકો ગામમાં હોય તેમને આપણાં ઘરના અમીમય જીવનમાં ઝેર સંચારવાનું કારણ ન બનાવવાં જોઇએ એમ તેમણે ભેગાં થઇને મને સિદ્ધ કરી આપ્યું.

મને લાગ્યું કે એમનું કહેવું ખરૂં છે તેથી હું ચૂપ થઈ ગયો; પણ મારા અંતરના ઉંડાણમાંથી સૂર આવતો હતો કે હું જ સાચો છું, તેથી હું શાન્ત તો ન બની શક્યો.

જે શહેરી જીવન મને પહેલાં અપરિચિત અને પરકીય હતું તે હવે પરિચિત થતાં મને એટલું અળખામણું થઈ પડ્યું કે વિલાસમય જીવનનાં જે સર્વ સુખ આજ સુધી મને સુખરૂપે દેખાતાં તે જ હવે મને બાળનારી દુઃખની ઝાળો બની ગયાં. અમારૂં આવું જીવન તે ઉચિત છે એવું સિદ્ધ કરનારી કંઈક ને કંઈક દલીલ મેળવવાને મારૂં આખું અન્તર ઢુંઢવામાં મેં કંઈ બાકી ન રાખી પરન્તુ તેમ છતાં એવા જીવનના એક પણ વિલાસને જોઇને હવે હું ઉકળ્યા

વગર રહી શકતો ન હતો. મારૂં પોતાનું દીવાનખાનું શું કે બીજા કોઈનું શું, ચળકતાં સ્વચ્છ વાસણોમાં પીરસેલાં સ્વાદિષ્ટ ભોજન શું, ગાડી શું કે તેના ઉપર બની ઠનીને બેઠેલો ગાડીવાન ને તેના ઘોડા શું, દુકાનો નાટકશાળાઓ કે મેળાવડાઓ શું, કશાની સામે ઉકળાટ વગર મારાથી જોઈ શકાતું ન હતું. તેમને જોતો ત્યારે તેમની જોડાજોડ પેલા લ્યાપિંસ્કી અનાથાલયનાં ઠુંઠવાતાં, ભૂખ્યાં ને હડધૂત થતાં અનાથોને નજર સામે આવતાં હું રોકી શકતો ન હતો. આ બે વસ્તુઓ એકબીજાની સાથે સંબંધ ધરાવે છે, એક એ બીજાની ઉત્પત્તિ છે, એ ખ્યાલને હું મગજમાંથી કાઢી શકતોજ ન હતો. પ્રથમ ક્ષણે જે અપરાધીપણાની લાગણી મારામાં પેદા થયેલી તેવી ને તેવી એ લાગણી મારામાં ઉગ્ર-પણે કેવી ખળભળતી હતી એ મને યાદ છે. પરન્તુ થોડી વારમાં એક બીજી ભાવના આની અંદર ભળી, અને તેણે તેને દબાવી દીધી.

જ્યારે હું લ્યાપિંસ્કી અનાથાલયની મારી છાપ મારા નિકટના મિત્રોને અને ઓળખીતાઓને કહેતો ત્યારે પેલા પ્રથમના મિત્ર જોડે એટલા ધાંટા તાણીને હું દલીલ કરતો હતો તેના જેવાજ જવાબ સૌ આપતા. પણ આ લોકો તે ઉપરાંત કહેતા કે, 'એ તો તમારી ભલાઈ અને કરુણા છે એ કબુલ કરવુંજ જોઇએ.' તેઓ મને એમ સમજાવતા કે એ તો હું, લીયો નિકોલાવિચ, એટલો ભલો ને કરુણાળુ છું માટે જ તે દેખાવની મારા ઉપર એટલી બધી અસર પડી. તેમની વાત તરત મને ગળે ઉતરી ગઈ. પલક બીડીને ઉઘાડું એટલી વારમાં વૈરાગ્ય ને પશ્ચાત્તાપની જે લાગણી

હું અનુભવતો તે ઉઠી ગઈ અને તેને ઠેકાણે મારા પોતાના ગુણીપણા વિષે સંતોષની અને તે બીજાઓ પાસે બોલી બતાવવાની વૃત્તિ પેદા થઈ.

મેં મનને કહ્યું, "બેશક, મારા પોતાનો કે મારા પોતાના ભોગવિલાસનો આમાં દોષ નથી, દોષ તો જીવનના નિયમો રચાયા છે તેનો છે, મારા જીવનમાં પરિવર્તન કરું તેટલાથી મેં જે દુઃખદારિદ્ર જોયું તે ઓછું જ બદલાવાનું હતું? મારા જીવનમાં ફેરફાર કરીને તો હું કેવળ મને પોતાને ને મારા કુટુંબી પરિવારને સુખથી વંચિત કરી મૂકું. પેલાં અભાગીયાં તો તોપણ જેવાં છે તેવાં જ રહેવાનાં.

"એટલે મારૂં કામ મેં પહેલાં ધારેલું તેમ મારા પોતાના જીવનમાં ફેરફાર કરવો એ નથી, પણ મારા દિલમાં કરુણા ઉત્પન્ન કરનાર પેલાં અભાગીયાં લોકોની સ્થિતિ સુધારવા મારે યથાશક્તિ ફાળો આપવો એ છે. લાંબાનું ટુંકું એ જ કે હું પોતે બહુ સારો ને દયાળુ માણસ છું અને મારા પડોશીઓનું કંઈક ભલું કરવાની ઈચ્છા ધરાવું છું.

એટલે પછી મેં કંઈક પરોપકારની પ્રવૃત્તિની યોજના વિચારવા માંડી, જેમાં મારા આ સદાશયને પ્રગટ કરવાનો મને અવસર મળે. તે છતાં મારે એટલું કહી દેવું જોઈએ કે હું આ પરોપકારની પ્રવૃત્તિનું ચિન્તન કરી રહ્યો હતો ત્યારે મારા આત્મામાં તો ઉંડે ઉંડે એમ જ લાગતું હતું કે ના, આ વાત સાચી નથી. પરન્તુ વારંવાર બને છે તેમ બુદ્ધિ અને કલ્પનાના મોજાંઓએ મારા અન્તરાત્માના અવાજને અંદર ને અંદર ડુબાવી દીધો.

તે જ સમયે વસતિપત્રકનું કામ ચાલતું હતું, મારા સદાશયને પરોપકારકૃત્યમાં પ્રગટ કરવાની મને ઇચ્છા હતી તેને માટે એ મને સરસ તક જણાઇ. મૉસ્કોમાં ઘણી દયાદાનની સંસ્થાઓ અને મંડળીઓ હતી તેને વિષે હું જાણતો હતો, પણ તેમની પ્રવૃત્તિઓ ખોટી દિશામાં વહે છે અને જે કામ મેં ઉપાડવા ધાર્યું છે તેના પ્રમાણમાં તદ્દન ક્ષુલ્લક છે એમ મને દેખાયું. અને તેથી મેં નીચે પ્રમાણે ધોરણ ઠરાવ્યું.

મારે ધનિક વર્ગની અંદર શહેરની કંગાલીયત વિષે લાગણી ઉત્પન્ન કરવી; ફાળો ઉઘરાવવો અને આ કામમાં સહકાર કરવા ઇચ્છતા માણસોને એકત્ર કરવા; વસતિપત્રક ભરનારાઓની સાથે ગરીબ લત્તાઓના ખૂણેખૂણાની મુલાકાત લેવી, અને પત્રક ભરવા ઉપરાંત દુઃખીયાંઓની સાથે સંબંધ બાંધવો; તેમને કઇ કઈ વાતની તંગી હોય છે તે શોધી કાઢવી અને પૈસા આપીને, કામ મેળવી આપીને, મૉસ્કોમાં ન છુટકે પૂરાઇ પડેલાઓને બહાર જવાની સગવડ કરી આપીને, છોકરાંઓને નિશાળોમાં બેસાડીને અને ઘરડાં બુઢ્ઢાંઓને ઘર લઇ આપીને અથવા અનાથાલયોમાં પહોંચાડીને,— એમ અનેક રીતે તેમને મદદ કરવી. મારી કલ્પના આથી પણ વધારે હતી. મારો વિચાર હતો કે આ કાર્યમાં જોડાયેલા માણસોમાંથી એક કાયમનું મંડળ બાંધવું; તે મંડળના સભ્યો માંહોમાંહે મૉસ્કોના બધા લત્તાઓ વહેંચી લે અને ગરીબાઇ કે કંગાલીયતનો ચેપ કોઇને વળગે નહિ એવી પોતપોતાના લત્તામાં સૌ ખબરદારી રાખે; ક્યાંક ચેપ દેખાય કે તેને મૂળમાંથી જ નષ્ટ કરે; આ શહેરી દારિદ્ર્યરોગને મટાડવાની પાછળ બહુ ધ્યાન ન આપતાં રોગના શાસ્ત્રનો અભ્યાસ

કરવા પાછળ જ અધિક ધ્યાન આપે. મારી એવી કલ્પના હતી કે મારી યોજના પ્રમાણે થાય તો પેલા ભિખારીઓ તો શું પણ શહેરમાં કોઇ પણ તંગી ભોગવતું ન રહેવા પામે; અને આ બધું કરનાર હું હોઇશ; અને એ પછી અમે તવંગર લોકો શાન્તિપૂર્વક અમારાં દિવાનખાનામાં બેસીશું, પાંચ પકવાન્નનાં ભોજન આરોગશું, ગાડીઓ દોડાવી નાટકશાળાઓને મેળાવડાઓમાં જઈશું, લ્યાપિસ્કી અનાથાલયમાં મેં જોયેલાં તેવાં દશ્યો જીવને તકલીફ આપનારાં નહિ હોય. કોઇ જાતનાં નડતર વગર અમારા વિલાસો ભોગવીશું.

આવી યોજના ઘડીને પછી તેના ઉપર મેં એક લેખ લખી કાઢ્યો, અને તે છાપવા માટે મોકલતાં પહેલાં જે જે મિત્રોનો સહકાર મળવાની મને આશા હતી તેમને મળ્યો. તે દિવસે હું જેટલાજેટલાને મળ્યો (મુખ્યત્વે ધનિકોને જ મળવા ગયેલો) તેમની પાસે એકના એક જ શબ્દો, લગભગ લેખમાં લખ્યા હતા તે જ શબ્દો હું બોલ્યોઃ મેં કહ્યું, મારી એવી યોજના છે કે મૉસ્કોમાં કેટલી ગરીબી છે તેની માહીતી કાઢી કાર્ય અને ધનથી તેને મદદ કરવાના હેતુથી મૉસ્કોમાં ચાલતી વસતિગણત્રીનો ઉપયોગ કરવો. મૉસ્કોમાં કોઇ ગરીબ જ રહે નહિ એમ કરી નાંખીયે, કે જેથી આપણે શ્રીમન્ત લોકો જે જીવનનાં સુખોમાં જન્મથી આપણે ઉછર્યા છીયે તેનો શાન્ત હૃદયે ઉપભોગ કરી શકીયે. સૌએ ધ્યાન–પૂર્વક અને ગંભીરતાથી મને સાંભળ્યો, પણ સૌને વિષે એક જ વાત બની. મારા શ્રોતાઓના મગજમાં આ બધાનો શો ઉદ્દેશ છે એ જે ઘડીએ ઉતરતું કે તરત તેઓ ઉંચાનીચા થવા લાગતા અને જરા પલળ્યા જેવા દેખાતા. આ બધું

બોલનાર હું હતો એટલા ખાતર તેઓ મનમાં ને મનમાં મુંઝાવા લાગતા, કારણ કે હું આવી મૂર્ખાઇભરેલી વાતો બોલતો હતો અને છતાં એવી કે બધી મૂર્ખાઇભરેલી છે એમ છડે-ચોક કહેવું અશક્ય હતું. જાણે કે કોઇ બાહ્ય જોરને લીધે સાંભળનારાઓને મારી આ બેવકૂફીને હકાર ધુણાવવો પડતો ન હોય ? એમ લાગતું હતું.

"હા હા, જરૂર જરૂર બહુ સુંદર છે," તેઓ મને કહેતા. "તમારી યોજનામાં અમારી સહાનુભૂતિ તો વગર-પૂછ્યે સમજી લેવી. મને પણ આવો જ વિચાર થયેલો. પણ સાધારણપણે આપણા લોકો એટલા બેપરવા હોય છે કે આવા કામમાં બહુ સફળતાની આશા રાખવી ભાગ્યે જ સંભવિત છે—પણ કંઇ નહિ, હું જાતે તો અલબત્ત સહકાર કરવાને તૈયાર છું."

બધાએ લગભગ એક જ સરખું કહ્યું. બધાય હા તો ભણ્યા, પણ મારા ધારવા પ્રમાણે, આ યોજના પર મને પોતાને ભારે શ્રદ્ધા હતી તેને લીધે નહિ અથવા તેમની પોતાની ઇચ્છા હતી તેને કારણે પણ નહિ, પરન્તુ કોઇ બાહ્ય કારણના દબાણથી હા ન ભણવી તેમને અશક્ય લાગતી હતી તેને લીધે. આ મેં એ પરથી જોયું કે પૈસાનો ફાળો આપીને સહકાર કરવાનું મને વચન આપનાર એક પણ જણ પોતે કેટલી રકમ આપવા ધારે છે તેનું નામ પાડતો નહિ ને અન્તે મારે પોતાને જ તે નક્કી કરીને પૂછવું પડતું, "ત્યારે આપના ૩૦૦, ૨૦૦, કે ૧૨૫ રૂબલ લખું ?" અને એકેએ પૈસા આપ્યા નથી. આ હું એટલા માટે કહું છું, કે સાધારણ રીતે માણસોને કોઇ એવા કામમાં પૈસા આપવાનો

ઇરાદો હોય કે જેમાં તેમને સહાનુભૂતિ હોય ત્યારે તેઓ કેમ વહેલા આપી છુટાય તેની ઉતાવળમાં હોય છે. સારાહ બર્નાર્ટના ખેલ માટે ટિકેટ લેવી હોય તો માણસ તરત પૈસા કાઢી આપે છે, પણ અહીં એટલાએટલાએ ફાળો આપવાનાં વચન આપ્યાં, પોતાની સહાનુભૂતિ પ્રગટ કરી, પણ એક પણ માણુસે તરત પૈસા કાઢી ન આપ્યા; મેં જે રકમ નક્કી કરી આપી તેને તેમણે માત્ર હા જ કહી.

તે જ દિવસે સાંજને વખતે એક ઘરમાં જઈ ચડ્યો ત્યાં અકસ્માત્ મોટું મંડળ એકઠું થયેલું મેં જોયું. આ ઘરની ગૃહિણી પરોપકારનાં કાર્યોમાં ઘણાં વરસથી મહેનત કરતી આવી છે. બારણા આગળ ઘણી ગાડીઓ ઉભી હતી અને આંગણામાં કિંમતી પોશાક પહેરેલા સંખ્યાબંધ નોકર-ચાકરો બેઠા હતા. વિશાળ દિવાનખાનામાં પરણેલી અને વગર પરણેલી રમણીઓ મૂલ્યવાન વસ્ત્રાભૂષણો ધારણ કરીને બે ટેબલો આગળ બેઠી હતી અને ટેબલ પર રાખેલા દીવાઓના પ્રકાશમાં નાજુક પૂતળીઓને શણગારી રહી હતી; પાસે થોડા જુવાનીયાઓ પણ હતા. જે પૂતળીઓ આ બાઇઓ સજાવતી હતી તે ગરીબોના લાભમાં હરરાજ કરવાની હતી.

આ દિવાનખાનાની અને તેની અંદર ભેગાં મળેલાં માણસોના દેખાવની મારી ઉપર બહુ પ્રતિકૂળ અસર પડી. ત્યાં મળેલા લોકોની દોલત એકઠી કરીયે તો કરોડોની થાય એ વાત ન ગણીયે; તેમનાં આભૂષણુ, અલંકાર, ચાંદ, ગાડી, ઘોડા, નોકરચાકર, તેમના પોશાક, એ બધાં જે અહીં મોજુદ હતાં તેની કિંમતનું વ્યાજ ગણીયે તોપણુ પેલી બાઇઓ જે પૂતળીઓ બનાવી રહી હતી તેના કરતાં સેંકડો

ગણી વધી જાય, એ વાત પણ ન ગણીયે;—એ બધું ગણતરીમાં ન લઇયે તોપણ અહીં આવવામાં જ આ સદગૃહસ્થોએ અને સન્નારીઓએ જે ખર્ચ કર્યું હશે—તેમનાં હાથમોજાં, તેમનાં કપડાં, તેમની મુસાફરી, ગૃહિણીએ બત્તીઓ, ચહા, સાકર, મીઠાઇમાં જે કંઇ વાવર્યું હશે-તેની કિંમત ગણીયે તો તેટલી પણ આ તેમના કામના કરતાં સેંકડો ગણી થાય. આ બધું નજરે જોયું, એટલે મારે સમજી જવું જોઇતું હતું કે અહીંથી જે કામે આવ્યો છું તે માટે સહાનુભૂતિની આશા ન રાખવી; પરન્તુ હું તો મારી યોજના સમજાવવા આવ્યો હતો, એટલે, સમજાવવું મારે માટે ગમે તેટલું મુશ્કેલ હતું છતાં મેં તો મારા આવવાનો ઉદ્દેશ તેમને કહ્યો. (મારા લેખમાં લખેલું તે જ લગભગ શબ્દેશબ્દ રટી ગયો.)

એક સન્નારીએ પૈસા આપવાની ખુશી બતાવી. તેણે કહ્યું, 'મગજ નબળું છે એટલે ગરીબ લોકને જોવા આવી શકું એટલી હિંમત નથી, પણ પૈસા જરૂર આપીશ;' પણ કેટલા પૈસા આપશે અને કયારે પહોંચાડશે એનો ઉચ્ચાર ન કર્યો. બીજી એક બાઇએ અને એક તરુણે ગરીબોમાં ફરવાની સેવા આપવાની ખુશી બતાવી, પણ તેમની સેવાનો લાભ મેં ન ઉઠાવ્યો. અહીંનો મુખ્ય માણસ જેને ઉદ્દેશીને મેં બધી વાત કહી હતી તેણે કહ્યું, "સાધનની તાણ છે તેથી ઝાઝું બની શકે એવો સંભવ નથી. સાધનની તાણ એટલા માટે છે કે મૉસ્કોમાં જેટલા ધનિકો છે તે બધા બીજા ધર્માદાઓને માટે નોંધાઈ ગયેલા છે, અને તેમની પાસેથી જેટલું કઢાવી શકાય તેટલું કુલ કઢાવાઇ ચુકયું છે. આ બધા દાના લોકોને માન, ચાંદ કે પદવીઓ

પણ મળી ચુકી છે; નાણાંની બાબતમાં સફળતા મેળવવા માટે સત્તાવાળાઓ પાસેથી નવાં માનચાંદની લાણી મેળવવાની જરૂર પડશે. આ એક જ સચોટ ઉપાય છે, પણ તે મેળવવી મહા વિકટ છે.

તે રાત્રે ઘેર પાછો આવીને પથારીમાં પડયો ત્યારે મારી કલ્પનામાંથી કશું જ નીપજવાનું નથી એવી નિરાશા એકલી જ મને પીડતી નહોતી. આજે આખો દિવસ મેં કંઇક ભારે તિરસ્કાર અને નામોશીને લાયકનું કામ કર્યું છે એવી એક લાગણી પણ મને બાળતી હતી. પરન્તુ મેં વાત છોડી ન દીધી. પહેલું તો વાત જાહેરમાં મૂકી દેવાઇ હતી એટલે જુદી શરમથી તેને પડતી મૂકી શકતો નહોતો; બીજું આ કાર્યમાં સફળ થાઉં તો તો ખરૂં જ, પણ કાર્યને જ્યાં સુધી ચાલતું રાખું ત્યાં સુધી પણ જે ઢબે હું જીવન ગાળી રહ્યો છું તે ઢબને ચાલુ રાખવી શક્ય હતી, આ કાર્ય પડી ભાંગે તો તો મારે આ ચાલુ જીવનનો ત્યાગ કરીને જીવનના નવા માર્ગો શોધ્યે જ છુટકો. તેમ કરવાને, અજ્ઞાતપણે, હું ડરતો હતો. મારા આંતરિક અવાજને મેં ન માન્યો, અને આરંભેલું કામ આગળ ચલાવ્યું.

મેં મારો લેખ છાપવા મોકલી દીધો, અને શહેરી કાઉન્સિલ સમક્ષ તેનાં પ્રૂફ વાંચ્યા. વાંચતાં વાંચતાં મારી આંખો ભરાઈ આવી અને અવાજ તૂટી જવા લાગ્યો, મને અંદરથી એટલી બધી બેચેની થતી હતી. મારા બધા શ્રોતાઓને પણ મારા જેટલી જ બેચેની થતી જણાતી હતી. લેખ વંચાઇ રહેતાં વસતિપત્રકના વ્યવસ્થાપકોને મેં પ્રશ્ન પૂછયો: 'મારી દરખાસ્ત એ છે કે તમારે સૌએ

પોતપોતાનાં સ્થાન એ હેતુથી સ્વીકારવાં કે તમે ઉચ્ચ સમાજ અને ગરીબ સમાજ એ બેની વચ્ચે મધ્યસ્થ બની શકો. મારી આ દરખાસ્ત સૌને કબુલ છે?' પ્રશ્નના જવાબમાં કઢંગી ચુપકીદી. ત્યાર પછી બે ભાષણકર્તાઓએ ભાષણ આપ્યાં. મારી દરખાસ્તથી ઉભા થયેલા કઢંગાપણાને તે લોકો સુધારી લેતા જણાયા. તેમણે મારે માટે સહાનુભૂતિ દર્શાવી, પણ મારી કલ્પના કેવી અવહેવારૂ હતી તે સમજાવ્યું, અને તેમાં સૌ સંમત હતા. સભાસદોને હવે હાશ વળી.

પરન્તુ પાછળથી જરા પણ મોળો ન પડતાં મારી બાજી ઠેકાણે લાવવાનો મેં પ્રયત્ન કરવા માંડયો અને વસતિપત્રકની સાથે ગરીબોની જરૂરીયાતોની તપાસ કરવાને અને પોતાનાં સ્થાન પર ગરીબ તથા તવંગર વચ્ચે મધ્યસ્થ તરીકે સેવા આપવા ખાતર રહેવાને તૈયાર છો કે કેમ એવો સવાલ વ્યવસ્થાપકોને ખાનગી રીતે પૂછયો, ત્યારે ફરી પાછા તેઓ મુંઝવણમાં પડચા. તેઓ આંખના ઈશારાથી મને કહેતા લાગ્યા, "હજુ હમણાં જ, તમારા માનની ખાતર, તમે ઉભા કરેલા બેવકૂફીભરેલા વાતાવરણને અમે ધોઈ નાખ્યું, ને તમે પાછા ફરીથી અમને એ જ તકલીફમાં ઉતારો છો!" તેમના ચહેરા પરનો ભાવ આવો હતો, પણ શબ્દોમાં તેમણે કહ્યું કે "તમારી સાથે અમે મળતા છીયે." બે જણાએ જુદા જુદા જવાબ આપેલા, પણ જાણે બન્નેએ આગળથી ગોઠવી રાખ્યું હોય તેમ, બન્નેએ એક જ શબ્દોમાં મને કહ્યું, "તેમ કરવાની અમે અમારી નૈતિક ફરજ સમજીયે છીયે."

હું વસતિપત્રકમાં કામ કરવા નીકળનાર વિદ્યાથી-ઓને મળ્યો ને તેમને કહ્યું કે વસતિપત્રકના કામમાં આપણે કેવળ પત્રકના પોતાના હેતુઓજ સાચવીને બેસી રહેવાનું નથી, પરોપકારનો હેતુ પણ સાચવવો જોઇયે. મારો આવો ઉપદેશ સાંભળી તેમના ઉપર પણ એવીજ છાપ પડી. મેં જોયું કે હું તેમની સમક્ષ બોલી રહ્યો હતો તે વખતે તેઓ ગભરાટની સાથે મારી આંખ સામે ટગર-ટગર તાક્યા કરતા હતા; કોઈ સારો માણુસ અર્થવગરનું કંઈક બોલતો હોય ને કોઈ તેની સામે ગભરાટથી જુએ તેમ. વર્તમાનપત્રના અધિપતિને મેં મારો લેખ આપ્યો ત્યારે તેના ઉપર પણ તેજ અસર ઉત્પન્ન થઈ; મારા પુત્ર પર, મારી પત્ની પર અને જેટલાજેટલાને મેં એ લેખ બતાવ્યો તેમના ઉપર એજ અસર થઈ. બધા કોણ જાણે શા કારણે મુંઝવણમાં પડી જતા, પણ કલ્પનાને પોતાને પસંદ કરવી જરૂરી છે એમ સૌ માનતા, અને તેવી પસંદગી બતાવીને પછી તરત સફળતા વિષે પોતાની શંકાઓ પ્રગટ કરવા, અને કોણ જાણે શા હેતુથી બધા (આ બાબતમાં એક પણ અપવાદ નથી.) આપણા સમાજની અને સઘળાં માણસોની (પોતાના સિવાયનાં) બેપરવાઇને વખોડી કાઢવા લાગતા.

હૃદયના ઉંડાણમાં હજુ પણ લાગતું હતું કે હું સાચું કામ કરી રહ્યો નથી, તેમાંથી કંઈ ફળ નીકળવાનું નથી; છતાં લેખ છપાયો અને હું વસતિપત્રકના કામમાં ભાગ લેવા લાગ્યો. પ્રવૃત્તિને પહેલાં મેંજ ધક્કો મારીને ચાલતી કરેલી; હવે તે મને ખેંચી જાય છે.

# ૮

ખામોનિચેસ્કી વિભાગવાળો લત્તો મેં માગી લીધો ને તેઓએ તે પ્રમાણે આપ્યો. આ વિભાગ સ્મોલેંસ્ક બજારની પાસે હોઈ પ્રોટોકની લેનની આસપાસ અને બિયર્ગોવાય પેસેજ તથા નિકોલ્સ્કી લેન એ બેની વચ્ચે આવેલો છે. ઝાનોવ ઘર અથવા ઝાનોવ કીલ્લો એવા નામથી જે ઘરોના સમૂહને ઓળખવામાં આવે છે તે ઘરો આ જ લત્તામાં આવેલાં છે. આ ઘર પૂર્વે ઝાનોવ કરીને એક વેપારીનાં હતાં, પણ હમણાં ઝિમિનોના કબજામાં છે. આ સ્થાન અત્યન્ત ભયાનક દારિદ્ર્ય અને વ્યભિચારનો અડ્ડો છે એવું મેં લાંબા વખતથી સાંભળ્યું હતું, તેથી આ લત્તો મારે માટે રાખવાની મેં વસતિપત્રકના વ્યવસ્થાપકો પાસે માગણી કરી હતી. મારી ઇચ્છા પૂરી પાડવામાં આવી.

શહેરની કાઉન્સિલ પાસેથી સૂચનાઓ મળી ગઈ હતી પણ વસતિપત્રક ભરવાને થોડા દિવસની હજુ વાર હતી ને હું મારા લત્તામાં એક આંટો મારવાને નીકળી પડયો. મને નકશો આપવામાં આવ્યો હતો તે પરથી ઝાનોવ કીલ્સો તરત શોધી કાઢયો.

નિકોલ્સ્કી ગલીમાંથી દાખલ થયો. નિકોલ્સ્કી ગલી પૂરી થાય છે ત્યાં અગાડી ડાબે હાથે એક ભૂતખાના જેવું મકાન આવેલું છે. આ તરફની બાજુએ તેને દરવાજોયે ન મળે. ઘરના દેખાવ પરથી મેં અનુમાન કર્યું કે આ જ ઝાનોવ કીલ્સો.

નિકોલ્સ્કી ગલીમાંથી હું આગળ ચાલ્યો તેવામાં દસથી ચૌદ વરસની ઉમ્મરના થોડા છોકરાઓ સામા મળ્યા. તેમણે જાકીટ અને હલકા ડગલા પહેરેલા હતા. તેઓ ટેકરીના ઢોળાવ પરથી સરકવાની રમત કરી રહ્યા હતા અથવા આ ઘર સામેના ફુટપાથના ઢોરાવ પર બરફ જામી રહેલો તેની ઉપર એક પગે ઘરેડી બાંધીને ખસરકવાની રમત કરી રહ્યા હતા. છોકરાઓ બધા ચીંથરેહાલ હતા, અને શહેરી છોકરાઓ હોય છે તેવા હિંમતવાળા ને નિડર હતા. તેમને જોવા હું જરા ઉભો રહ્યો. તેવામાં ખૂણેથી વળીને એક ચીંથરેહાલ ડોસી બેસી ગયેલા અને લબડતા ગાલવાળી આવી. તે શહેર તરફ—સ્મોલેંસ્ક બજારની દિશામાં જતી હતી અને ચાલતાં ચાલતાં ડગલે ડગલે કોઈ દમલા ઘોડાની જેમ જોર જોરથી હાંફતી હતી. મારી સામે તે આવી કે દમ લેવા સારૂ ઉભી રહી. કોઈ પણ બીજી જગા હોત તો આ બાઇએ

મારી પાસે કંઈક પૈસા માગ્યા હોત, પણ અહીં કેવળ વાત જ ઉપાડી.

પેલા છોકરાઓ બરફ પર ખસરકવાની રમત રમી રહ્યા હતા તેમને બતાવીને બોલી, "જુઓને, આખો દહાડો આમ ને આમ ગુમાવે છે. એમના બાપના જેવા ઝાનોવીયા જ નિવડવાના છે."

એક ઓવરકોટ અને છજ્જુંતૂટલી ટોપીવાળા છોકરાએ તેનાં વચન સાંભળ્યાં ને તે ઉભો રહ્યો.

"ગાળો કેમ દે છે?" તેણે ડોસીને ટરકાવી. તું પોતે જ ઝાનોવીયણ ડાકણ છે ને."

મેં છોકરાને પૂછ્યું, "તું અહીં રહે છે!"

"હા, અને તે પણ અહીં જ રહે છે. કોઈકનો જોડો ચોરી ગઈ હતી એ કે બીજી!" એમ બરાડતો અને એક પગ ઉંચો કરતો કે તે મારી સામે થઇને ખસરી ગયો.

ડોસીએ ગાળોનો ઢગલો ખેરવવા માંડયો, તેની ધારા ખાંસીને લીધે વચ્ચે વચ્ચે તૂટતી હતી. તેવામાં ગલીની અધવચ્ચે એક બરફ જેવા ધોળા વાળવાળો ગામડીયા જેવો બુઢ્ઢો હાથ ઉછાળતો ઉછાળતો આવી લાગ્યો. (તેના એક હાથમાં પાંઉરોટી ને થોડાં બિસ્કીટનું પડીકું હતું.) હમણાં જ એકાદ પ્યાલી ચડાવીને ચાલ્યો આવતો હોય એવો લાગતો હતો. આ ડોસીની ગાળો તેણે સાંભળી હતી, એટલે તેનું ઉપરાણું લેવા મંડયો.

"ઉભા રહો, પકડવા દો મને, હરામખોરો!" છોકરાઓ પાછળ દોડવાનો દેખાવ કરીને તેણે ત્રાડ નાખી. મારી પાસે થઇને તે ફુટપાથ ઉપર ચઢી ગયો. શહેરના રસ્તાઓમાં

જોઈએ તો આ માણસ પોતાની અપંગતાથી, ઘડપણથી અને હાલબેહાલથી લોકોને ચકિત કરે છે; અહીં જુઓ તો જાણે કોઇ ખુશમિજાજ મજુર દિવસનું કામ કરીને આવતો હોય.

હું એ ડોસાની પાછળ પાછળ ગયો. તે ડાબા હાથને ખૂણે વળી પ્રોટોકની ગલીમાં દાખલ થયો, અને આખું મકાન તેમજ દરવાજો વટાવીને એક હૉટલના બારણામાં અદૃશ્ય થઈ ગયો.

પ્રોટોકની ગલી ઉપર બે મોટા દરવાજા અને કેટલાંક બારણાંઓ પડે છે; તેમાં એક હૉટલ છે, એક વીસી, કેટલીક ગાંધીયાણાની ને બીજી દુકાનો છે. આ જ ઝાનોવ ફીલ્લો. જે જુઓ તે અહીં કાળું, ગંદું, ને ગંધાતું—મકાન, દુકાનો, ફળીયાં, માણસો. અહીં જેટલાં માણસો મળ્યાં તે બધાં ચીંથરેહાલ અને અધઢંકાયેલાં હતાં. કેટલાંક સીધે મ્હોડે ચાલ્યાં જતાં હતાં, તો કેટલાંક એક બારણેથી બીજે બારણે દોડાદોડ કરતા હતા. બે જણ એક ગાભાના કડકા માટે ખેંચાખેંચ કરતાં હતાં. પ્રોટોકની ગલી અને બિયર્ગોવાય પેસેજની બાજુથી શરૂ કરીને મેં આખા મકાનની પ્રદક્ષિણા કરી અને પછી એક ઘરના બારણા પાસે આવીને ઉભો. અંદર જઇને એ લોકો અંદર શું કરે છે તે જોવાનું મન થયું, પણ કેમ આવ્યા છો કરીને એ લોક પૂછે તો શો જવાબ દેવો એ વિચારે મન પાછું પડયું. તોપણ થોડી આનાકાની પછી હું ઘરમાં તો પેઠો.

ફળીયામાં દાખલ થતાં માથું ફાડી નાખે એવી દુર્ગંધ. ઓગાનમાં ભનાયક ગંદકી હતી. ખૂણો આવ્યો ને હું વળ્યો તે

જ ક્ષણે મારી ડાબી તરફ ઉપરની સાંકડી ગૅલેરીમાં માણસો દોડતાં હોય તેવો ખડખડાટ સંભળાયો, પહેલાં ગૅલેરીની ગચ્ચી ઉપર અને પછી દાદરનાં પગથીયાં પર. પ્રથમ દોટભેર ઉતરી તે એક પાતળી સ્ત્રી હતી, પોલકાની બ્હાંયો ચડાવેલી હતી, તેનાં કીરમજી વસ્ત્રનો રંગ ઉડીને ઝાંખો પડી ગયો હતો, મોજાં વગર જ જોડા પહેર્યાં હતા. તેની પાછળ કોઈ જુંથરીયા વાળવાળો માણસ લાલ બદન અને ચણીયા જેવું પહોળું પાટલૂન તથા ગૅલૉશ* પહેરેલો ઉતર્યો.

દાદરને તળીયે એ માણસે પેલી બાઇને પકડી પાડી. "એમ મારા હાથમાંથી છટકી નથી શકવાની," તેણે હસતાં હસતાં કહ્યું.

"મારા રડયા, ફડીયા" એ બાઇએ ચલાવ્યું. આમ પોતાની પાછળ કોઇ પડયો છે તે જોઇ મનમાં તો તે ફુલાતી લાગતી હતી. પણ એટલામાં મને જોઇને તેણે બૂમ મારી: "કોનું કામ છે?"

મારે તો કોઇનું કામ નહોતું એટલે હું ગભરાયો ને જતો રહ્યો. આમાં ખાસ ધ્યાન ખેંચે તેવું તો કશું નહોતું, પરન્તુ આ ઘરની બહાર મેં જોયેલું—ગાળો ભાંડતી ડોસી, ખુશમિજાજ ડોસો, અને બરફ પર રમતા છોકરાઓ—તે બધું જોયા પછી આ બનાવે મારી સામે મારા કાર્યની એક નવી જ બાજુ ખુલ્લી કરી. આ લોકોને મૉસ્કોના ધનિકોની મદદથી લાભ પહોંચાડવાનું કાર્ય મેં માથે લીધું હતું. આજે મેં પહેલી વાર જોયું કે આ કંગાલ લોક, જેમને હું મદદ

* ગૅલૉશ – જોડા ઉપર પહેરવાના રબરના જોડા

કરવા માગતો હતો, તેમનું આખું જીવન કંઇ ભૂખ ને ટાઢથી પીડાતાં પેલા અનાથાલયમાં દાખલ થવાની રાહ જોતાં ઉભા રહેવામાં જ સમાપ્ત નથી થતું, તેમના જીવનમાં બીજા પ્રસંગો પણ હોય છે; મેં અત્યાર સુધી નહોતું ધાર્યું પણ તેમના દિવસનેયે પૂરા ચોવીસ કલાક હોય છે અને તેમનેયે ઇશ્વરની આપી આવરદા હોય છે. આજે પહેલી વાર હું સમજ્યો કે ભૂખ ને ટાઢથી જાતનું જતન કરવું એટલી એક જ વાસના આ બધા માણસોને છે એમ નથી, તેમને પણ બીજા બધા જીવ જીવે છે તે જ પ્રમાણે દરેક દિવસના ચોવીસે ચોવીસ કલાક ગમે તેમ કરીને જીવવાનું હોય છે. હું સમજ્યો કે આ લોકોનેયે ક્રોધ ચડે છે, થાક લાગે છે, એકબીજાને મદદ કરે છે, તેમનેયે રહેવાને એકાન્ત ખૂણો મળી રહે છે, અને તેઓ પણ રંગરાગ કરે છે. આ વાત ગમે તેટલી વિચિત્ર લાગે, પણ આજે હું પહેલી વાર સમજ્યો કે જે કાર્ય મેં ઉપાડયું છે તે હજાર માણસને ખવડાવવા ને ઓઢાડવામાં—હજાર ઘેટાંને ખવડાવીયે કે એક વાડામાં રાખીયે તેની માફક—સમાપ્ત ન થઈ શકે, મારું કાર્ય એ લોકોનું કલ્યાણ કરવાનું છે. આ બધા માણસો પણ જેવો હું માણસ છું તેવાં માણસ જ છે, મારાં જેવાં જ તેમનેયે જુનાં સુખ-દુઃખનાં સ્મરણો છે, તેવી જ લાગણીઓ છે, તેવી જ લાલચો છે, તેવા જ વહેમો છે, તેવા જ વિચારો, તેવી જ ચિન્તાઓ છે. આમ મેં જાણ્યું ત્યારે મારું કાર્ય મને એટલું બધું દુષ્કર લાગ્યું કે મને મારી પામરતાનો ખ્યાલ આવી ગયો. પણ આરંભ થઇ ચુકયો હતો એટલે મેં તો ગાડું ચાલવા દીધું.

# ૫

નિશ્ચિત થયેલે પહેલે દિવસે વસતિપત્રકના કામમાં જોડાયેલા વિદ્યાર્થીઓ તો સવારમાં નીકળી પડ્યા, પરન્તુ હું, પરોપકારી સદ્‌ગૃહસ્થ, બપોર પહેલાં તેમની સાથે જોડાયો નહિ. હું વહેલો શી રીતે પહોંચી શકું ? કારણ દસ વાગે તો ઉઠ્યો, પછી કૉફી પીધી, પછી બીડીના ગોટા કાઢ્યા અને પેટમાં જરા ઉકાળો ઠેકાણે પડે ત્યાં સુધી સ્વસ્થ બેઠો. ઝાનોવ કીલ્લાને દરવાજે મધ્યાન્હે પહોંચ્યો.

વસતિપત્રકવાળાઓ કોઇ આવે તો તેઓને બિયરગોં-વાય પેસેજ પર આવેલી એક હૉટલમાં આવીને મળે એમ કહી રાખીને તે હૉટલમાં ગયા હતા. એક પટાવાળાએ મને તે હૉટલ બતાવી, હું અંદર પેઠો. અંધારી, ગંધાતી મેલી જગા હતી. આગળના ભાગમાં પૈસા લેનારને બેસવાનું હતું, ડાબે હાથ નાની ઓરડી હતી. તેમાં ટેબલો હતાં ને તેના પર

મેલા રૂમાલો ઢાંકેલા હતા; જમણા હાથ પર વચ્ચે થાંભલાઓ-વાળો મોટો ઓરડો હતો, તેમાં પણ તેવાં જ ટેબલો ભીંતની અડોઅડ બારીઓ પાસે ગોઠવેલાં હતાં. કેટલાંક ટેબલ પર થાગડથીગડ છતાં રીતસર કપડાં પહેરેલા માણસો ચ્હા પીતા બેઠા હતા જેમાં મજુરો, નાના વેપારીઓ ને કેટલીક સ્ત્રીઓ હતી. હૉટલ ઘણી ગંદી હતી, પણ તેનો ધંધો સારો ચાલતો હોય એમ લાગ્યું. ગલ્લા પાછળ બેસીને જે કારકુન પૈસા ઉઘરાવતો હતો તેના ચહેરાનો દેખાવ ધંધાદારીને છાજે તેવો હતો, પીરસનારા નોકરો પણ ચપળ અને સદા તૈયાર હતા. હું અંદર પેઠો ન પેઠો ને એક નોકર સલામ કરીને મારો ઓવરકોટ ઉતારવાને અને હુકમ લેવાને હાજર થઇ ગયો. એ લોકોને ઝડપથી ને ભૂલ વગર કામ કરવાની ટેવ જ પડી ગઇ જણાતી હતી.

મેં વસતિપત્રકવાળાઓ વિષે પૂછ્યું.

"વાંયા !" એક જર્મન ઢબનો પોશાક પહેરેલા ઠીંગણા માણસે બૂમ મારી; તે આ હૉટલનો માલીક હતો, કાલુંગા ગામડાનો વતની હતો ને તેનું નામ ઇવાન ફેડોટિચ. આ ઝિમિનનાં મકાનોનો અરધો ભાગ તેણે પોતાને નામે ભાડે લઇ રાખ્યો હતો અને પોતે બીજાઓને તેમાંથી ભાડે આપતો. એક નોકર—અઢારેક વરસનો, પાતળો, પોપટીયા નાકવાળો ને બેઠેલા ગાલવાળો દોડી આવ્યો. "પેલા વસતિ-પત્રકવાળાઓ આવ્યા છે તેમની પાસે આ ભાઇને લઇ જા. એ લોકો કુવા તરફના માળામાં ગયા છે.

છોકરા પાસે ટેબલ સાફ કરવાનો કકડો હતો તે નીચે મુકી દીધો અને તેના સફેદ ખમીસ ને સફેદ પાટલુન પર તેણે

સફેદ કોટ ચડાવી લીધો, અને મોટા છત્રવાળી એક ટોપી પહેરી ઝડપથી પગ ઉપાડતો એક પાછલે બારણેથી મને અંદર તેડી ગયો. અંદરના ખંડમાં ગંદું, ગંધાતું રસોડું હતું તેમાં એક ઘરડી બાઇ હાથમાં અતિ ગંધાતું માંસ લઇને બેઠેલી જોવામાં આવી. ત્યાંથી અમે એક ચોગાનમાં દાખલ થયા. આ ચોગાનમાં ઘણી જ દુર્ગંધ હતી. દુર્ગંધનું મધ્ય બિન્દુ હતું એક જાજરૂ; તેની પાસે થઇને હું ગમે તેટલી વાર નીકળ્યો હોઇશ, પણ ત્યાં એક ટોળું તો ઉભેલું હોય જ. જાજરૂ એ જ કંઇ શૌચ માટેનું સ્થાન નહોતું, પણ કઇ જગાની આસપાસ શૌચ માટે બેસવાનો રિવાજ હતો તેના એક સંકેતરૂપ જ તે હતું. માણસ ચોગાનમાંથી પસાર થાય ને આ સ્થાન તરફ તેનું ધ્યાન ન જાય એ અશક્ય હતું; તેમાંથી છુટતી દુર્ગંધથી બગડેલી હવામાં પેસવું એ એક જાતની યાતના જેવું જ હતું.

છોકરો આ જગાની નજીક થઇને પોતાના સફેદ પાટલૂનને સંકોરતો અને જામી ગયેલા ગંદવાડને કુદાવતો મને એક બીજા મકાન તરફ લઇ ચાલ્યો. તે વખતે ચોગાનમાં કે ચાલીઓમાં જેટલા નીકળ્યા તે બધા ઉભા રહીને મને જોતા હતા. મારા જેવાં સારાં કપડાં પહેરેલો માણસ આ લત્તામાં નવાઇરૂપ જ હતો.

છોકરાએ એક બાઇને પૂછયું: વસતિપત્રકવાળાઓને ક્યાંયે જોયા? ત્રણ જણે એક સામટો જવાબ આપ્યો. એક કહે કુવા ઉપર છે; બીજો કહે ત્યાંથી તો એ લોકો નીકળી ગયા છે અને હવે નિકિતા ઇબાનોવિચને ત્યાં ગયા છે. એક ડોસો બદન પહેરીને જાજરૂ પાસે ઉભો ઉભો પોતાના

વારાની વાટ જોતો હતો તે કહે : એ લોકો તો નંબર ૩૦માં છે. આ છેલ્લી બાતમી બધાથી વિશ્વાસપાત્ર છે એમ નિર્ણય બાંધીને છોકરો મને નંબર ૩૦ તરફ લઇ ચાલ્યો. એક ભંડારીયાનો દાદર ઉતરીને કોઇક અંધારીયા ભાગમાંથી અમે ચાલ્યા. પેલા ચોગાન કરતાં અહીંની દુર્ગંધ વળી જુદી જ જાતની હતી. અમે નીચે ઉતરીને એ ભંડારીયાની અંધારી ચાલી પર થઇને જતા હતા તેવામાં અચાનક બાજુની એક ઓરડીનું કમાડ ઉઘડયું અને એક પીધેલો ડોસો—એક જ પહેરણ પહેરેલો ઓરડીમાંથી બહાર ધસી આવ્યો. તે કોઇ ગામડીયા જેવો દેખાતો નહોતો. ઓરડીમાં એક ધોબણ બાંયો ચડાવેલી અને સાબુભર્યા હાથવાળી હતી તે કારમી ચીસો પાડતી તેને ધક્કા મારીને બહાર કાઢતી હતી. મારા માર્ગદર્શક વાન્યાએ દારૂડીયાને એક બાજુ ધકેલીને તેને ઠપકો દીધો.

તેણે કહ્યું: " આવું મવાલીપણું કરશો તે નહિ ચાલે. આવા અમલદાર થઇને શરમ નથી આવતી ? "

પછી અમે નંબર ૩૦ ને દરવાજે પહોંચ્યા. વાન્યાએ બારણું ખેંચ્યું. કચુડ કચુડ કરતું બારણું ઉઘડયું. સાબુની અને ખરાબ તમાકુના ધુમાડાની વાસમાં અમે ઘેરાઇ ગયા. અંદર ઘોર અંધારૂં હતું. બારીઓ હતી તે બધી બીજી તરફ હતી. અમારી તરફના ભાગમાં તો બન્ને તરફ ઓરડીઓનાં ઝુમખાં હતાં. એમ ફાવે તેમ પારટીશનો કરીને ઓરડીઓ પાડેલી હતી, બારણાંઓ પણ મેળ વગર જ્યાં આવ્યાં ત્યાં મુકેલાં હતાં. ડાબા હાથની એક એવી ઓરડીમાં કોઇ બાઇ કુંડામાં કંઇક ધોતી હતી. જમણા હાથ તરફ પણ

એક ઓરડીમાં કોઈ ડોસી દેખાતી હતી. પડખેની એક બીજી ઓરડીમાં કોઈ દાઢીવાળો, અને લાલ મ્હોંવાળો ગામડીયો કંતાનના જોડા પહેરીને બેઠેલો મેં જોયો. તે ખાટલા ઉપર ચડીને બેઠો હતો, ગોઠણ પર હાથ મેલીને પગ ડોલાવતો હતો અને ઉદાસની જેમ પગ સામે જોઈ રહ્યો હતો.

આ ઓરડીઓનો છેડો આવે છે ત્યાં એક નાનું બારણું હતું તેમાંથી વસતિપત્રકવાળાઓ બેઠા હતા તે ઓરડીમાં જવાતું હતું. આખા નંબર ૩૦ ની માલિક આ ઓરડીમાં રહેતી. ઈવાન ફેડોટિવીચ પાસેથી આખો નંબર ભાડે રાખ્યો હતો, અને તેમાંથી તે કાયમના અથવા રાતોરાત આવનારા ભાડુતોને ઓરડીઓ ભાડે આપતી. અહીં એક વિદ્યાર્થી વસતિપત્રક ભરનાર બારીની ધાર ઉપર પોતાના પત્રકો પાથરીને બેઠો હતો, અને ન્યાયાધીશ કોઈની જુબાની લેતો હોય તેમ ખમીસ વાસ્કોટ પહેરેલા એક માણસને તપાસી રહ્યો હતો. તે માણસ ઘરવાળી બાઇનો ઓળખીતો હતો ને તેને બદલે બધા જવાબ આપતો હતો. પાસે ઘરની માલીક—ડોસી—તેમજ બે વિચિત્ર રૂપવાળા ભાડુતો પણ હતા. હું આવ્યો ત્યારે ઓરડીમાં માય તેટલા માણસો ભરાયેલાં જ હતાં. હું લોકોને ખસેડતો ટેબલ પાસે ગયો. વિદ્યાર્થીએ ને મેં સામસામી સલામો કરી ને તેણે પાછા સવાલો ચાલુ કર્યા. મેં આસપાસ નજર નાંખી ને પછી બધા હાજર થયેલાઓને મારા પોતાના હેતુ સંબંધે પ્રશ્નો પૂછ્યા.

પરિણામે માલુમ પડ્યું કે મારો પરોપકાર દાખવી શકું એવું આ ઓરડામાં આવેલા હતા તેમાંથી તો કોઈ

નહોતું. આ ભાગની ગરીબી, નાની નાની ઓરડીઓ, ગંદકી એ બધાને હું કહેતો તે આલેશાન હવેલી સાથે સરખાવતાં હું આભો બની જતો, તેમ છતાં શહેરના ગરીબ લોકના મુકાબલામાં તો આ ઘરની માલીક બહુ સુખમાં રહેતી હતી; અને ગામડાની ગરીબી સાથે સરખાવીયે તો તો વિલાસમાં પણ રહેતી કહેવાય. તેને ત્યાં સુંવાળું પીંછાંનું બીછાનું છે, તેની ઉપર ગલેફ છે, એક કીટલી છે, રૂવાંનો કોટ છે, અને ચલાંણાઓનું એક કબાટ પણ છે. ઘરવાળીના પેલા ઓળખીતાનો દેખાવ જોતાં તે પણ તેવો જ માલદાર જણાતો હતો: તેના ખીસામાં પણ ઘડીયાળ ને અછોડો હતો. ભાડુતો બધા ગરીબ હતા ખરા પણ તરત મદદ મળવી જોઇયે એવી માગણી કરનારો એક પણ ન નીકળ્યો. મદદ માગવામાં એક પેલી ધોબણ હતી. તે કહે તેનો ધણી તેને અને તેનાં છોકરાંઓને મુકીને નાસી ગયો છે; બીજી એક ઘરડી ડોશી હતી, જેને તેના કહેવા પ્રમાણે કોઇનો આધાર નહોતો; અને ત્રીજો પેલો કંતાનના જોડા વાળો ગામડીયો, તે કહે આજે આખા દિવસનું કંઈ ખાધું નથી. પણ જરા વધારે ચાંપીને તપાસ કરતાં માલુમ પડ્યું કે આમાંથી એકેને ખાસ મદદની જરૂર નહોતી, મારી મદદ સુપાત્રને પહોંચે એટલા ખાતર મારે આ લોકોના વધારે પરિચયમાં આવવું જોઇયે.

જે બાઇને તેનો ધણી તજીને જતો રહ્યો હતો તેને છોકરાંઓને કોઈ બાળાશ્રમમાં મુકવાની મેં સૂચના કરી ત્યારે તે મુંઝવણમાં પડી, કંઈ ગીત ગણગણવા લાગી, અને મારો આભાર માનીને ચૂપ રહી. એટલે તે જે માગતી હતી તે આ નહોતું; તેને તો રોકડા પૈસાની મદદ મળે તો પસંદ

પડે. તેની મોટી છોકરી તેને ધોવામાં મદદ કરતી અને વચેટ છોકરી તેને રાંધવામુકવામાં મદદ કરતી. હવે બીજી ડોસી હતી તેણે અનાથાલયમાં જવાની ખુશી બતાવી ખરી, પણ જરા આડીઅવળી તપાસ કરી તો માલુમ પડયું કે તે એવી કંઈ મુશ્કેલીમાં આવી પડેલી નથી. તેના ઘરમાં ટ્રંક હતો ને તે કપડાંલત્તાં વગેરેથી ભરેલો હતો, એક ચાહદાની પણ હતી, અને ચાહ, ખાંડ વગેરેના ડબ્બાઓ પણ હતા. તે મોજાં ગૂંથતી અને કોઈ દાતા કનેથી દર મહિને કંઈક રકમ પણ તેને મળતી. હવે રહ્યો પેલો ગામડીયો તેને ખાવાનાની જરૂર હતી તેના કરતાં પીવાનાની જરૂર જ વધારે હતી, એટલે તેને જે કંઈ આપીયે તે સીધું પીવામાં જ પહોંચી જાય.

આમ આ ભાગની વસતિને હું જેવી ધારતો હતો તેવી તો આ એકે ઘરમાં ન નીકળી, કે જેમને પૈસાનું દાન કરીને હું સુખી કરી શકું. મને જણાયું તેમ આ ગરીબ લોકોની ગરીબી શંકાસ્પદ હતી. મેં મારી નોંધપોથીમાં ઘરડી ડોસી, છોકરાંવાળી બાઈ તેમજ ગામડીયો એ ત્રણેની નોંધ લખી લીધી, અને નિશ્ચય કર્યો કે તેમની કાળજી લેવાની તો જરૂર છે જ, પરન્તુ તે ખરા દુઃખી માણસો હું અહીં જોવાની આશાથી આવેલો તેવાઓમાં મારૂં કામ શરૂ થઈ જાય ત્યાર પછી જ. મેં ઠરાવી રાખ્યું કે મદદ અમુક ચોકસ કરી રાખેલા ક્રમમાં જ આપવી જોઇશે—પ્રથમ જેમને વધારેમાં વધારે જરૂર છે તેમને, અને ત્યાર પછી આ લોકોને. પણ પાસેના ઘરમાં ગયા, ત્યાંથી તેની આગળના ઘરમાં ગયા, તો એ જ સ્થિતિ. જ્યાં ગયા ત્યાં એવા જ લોકો મળ્યા કે

તેમને કંઈપણ મદદ આપું તે પહેલાં પૂરી તપાસ કરવાની જરૂર હતી. એવાં દુઃખીયાં કોઇ જોવામાં ન આવ્યાં કે જેમને તરત પૈસા આપી શકું, અને પૈસા મળે કે તરત જેઓ દુઃખી મટીને સુખી થઈ જાય. મારે એમ કહેતાં શરમાવું જોઇયે, છતાં કહું છું કે હું નિરાશ થવા લાગ્યો કેમકે આ મકાનોમાં મેં ધારેલું તેવું તો કંઇ મને જોવામાં ન આવ્યું. મેં ધાર્યું હતું કે અહીં કોઈ ખાસ જાતનાં માણુસો હશે, પણ બધાં મકાનો ફરી વળ્યા પછી મારી ખાત્રી થઈ કે આ મકાનોના રહીશો કોઈ ખાસ જુદી જાતનાં માણુસો બિલકુલ નહોતાં, પણ જેવાં માણુસો મારી આસપાસ હમેશાં રહે છે તેવા ને તેવા જ આ માણુસો પણ છે. અમારી અંદર હોય છૈ તેમ આ લોકોમાં પણ કેટલાક વધારે ભલા તો કેટલાક ઓછા ભલા છે; કેટલાક વધારે ભૂંડા તો કેટલાક ઓછા ભૂંડા છે; કેટલાક વધારે સુખી તો કેટલાક ઓછા સુખી છે; કેટલાક વધારે દુઃખી તો કેટલાક ઓછા દુઃખી છે; જેઓ આ લોકોમાં દુઃખી છે તેઓ અમારે ત્યાંના દુઃખી માણુસોના જેવા જ છે, એકેનાં દુઃખનું મૂળ બાહ્ય સંજોગોમાં નથી, પણ તેમના પોતાના અંતરમાં જ છે,—તે દુઃખ એવું છે કે પૈસાથી તેનું નિવારણ થવું અશક્ય છે.

## ૬

આ બધાં મકાનોની વસતિ એ શહેરની નીચી ામોની વસતિ છે. તેવી વસતિ મૉસ્કોમાં લાખેકની હશે. મા મકાનમાં જ તેવી વસતિનો એકેએક વર્ગ માલુમ પડતો ાતો. અહીં જુઓ તો નાના નાના વેપારીઓ કે નાના નાના ારધણીઓ જોવામાં આવશે, મોચીઓ, બ્રશ બનાવનારાઓ, ાુતારો, સરાણીયાઓ, ચમારો, દરજીઓ, ઘોડાવાળાઓ, ફેરીયાઓ અને ફેરીવાળી સ્ત્રીઓ, ધોબણો, જુનો માલ વેચનારાઓ, શાહુકારો, દાડીયાંઓ તેમજ કોઈ પણ ચોક્કસ ધંધા વગરનાઓ તથા માગણો તેમજ વેશ્યાઓ, બધાં અહીં જોવામાં આવે છે.

અહીં જે લોકો જોવામાં આવે છે તેમાં ઘણાખરા લ્યાપિંસ્કી અનાથાલયની સામે મેં જોયા હતા તે જ વર્ગના છે, પરન્તુ અહીં બીજા મજુર વર્ગોની અંદર તેઓ ભળી ગયેલા છે. બીજું, પેલાઓને મેં ત્યાં જોયેલા તે વખતે તેઓની બિચારાઓની બુરી વેળા હતી, તેમની પાસે ખાવા

કે પીવાનું કંઈ જ સાધન રહ્યું ન હતું, તેઓ ટાઢે ધ્રૂજતા ને ભૂખે પીડાતા કોઈ હૉટલમાં ઘૂસતા તો ત્યાંથી‌યે તેમને હાંકી મેલવામાં આવતા, આવી દશામાં મફત અનાથાલયમાં રાતની રાત માટે આશરો મેળવવાની આશામાં તેઓ સ્વર્ગદ્વાર માટે કોઈ તપ કરે તેમ તપ કરી રહ્યા હતા, અને ત્યાંથી પાછા પોતાને ગામે પહોંચી જવાય એટલા સારૂ તેમની અમર આશારૂપ જેલની રાહ જોતા હતા. આજે મેં તે જ વર્ગના લોકોને અહીં તો કારીગર વર્ગમાં ભળી ગયેલા જોયા, અને અત્યારે જ્યાંત્યાંથી ચાર પાંચ કોપેકો ખીસામાં પડવાથી રાત માટે ઓરડીનું ભાડું તેઓ આપી શકયા હતા, અને કેટલીક વાર તો ખાવા પીવા માટે થોડા રૂબલોની છનાછન પણ હોય.

અને મારૂં કહેવું ગમે તેટલું વિચિત્ર લાગે, પણ જે લાગણી મેં લ્યાપિંસ્કી અનાથાલયમાં જોઇને અનુભવેલી તેને મળતી લાગણી અહીં મારા અનુભવવામાં ન આવી; ઉલટું આ પહેલી મુલાકાતથી તો મેં તેમજ વિદ્યાર્થીઓએ લગભગ આનન્દની જ લાગણી અનુભવી,—પરન્તુ હું 'લગભગ આનન્દની' શા માટે કહું છું? એ ખરૂં નથી; આ લોકોની સાથેના સહવાસથી જે લાગણી અમારામાં જાગૃત થઈ તે—વિચિત્ર ભલે લાગે—કેવળ અત્યંત આનન્દની હતી.

પહેલી છાપ તેમને વિષેની એ હતી કે અહીં રહેનારા લોકોનો મોટો ભાગ મજુરોનો છે અને તે બધા સારા માણસો છે.

આ મકાનમાં વસનારાઓનો મોટો ભાગ પોતપોતાના કામમાં વળગેલો અમે જોયો—ધોબણો ડોલમાં કપડાં ધોતી

હતી, સુતારો વાંસલો ચલાવતા હતા, મોચી લોકો જોડા સીવતા હતા. બંધીયાર જગામાં મજુર લોકો પડેલા હતા, તેઓ પણ ઉત્સાહથી અને આનન્દથી કામ કરી રહ્યા હતા. મજુરોને ત્યાં તેમના પરસેવાની વાસ આવતી, મોચીને ત્યાં ચામડાંની, સુતારને ત્યાં લાકડાના છોલની વાસ આવતી, અને ઘણીવાર ગીતો પણ અમારા સાંભળવામાં આવતાં, અને કેટલીકવાર વારંવાર અને ઝડપથી એક જ ક્રિયા કરવાને ટેવાયલા પેશીઓ બાઝેલા ખુલ્લા હાથ પણ અમારા જોવામાં આવતા. જ્યાં ગયા ત્યાં અમને હસીને ને માયાથી બોલાવવામાં આવ્યા. ઉચી કોમોમાં વસતિપત્રકવાળાઓ જાય છે ત્યારે મોટા ભાગના લોકોમાં પોતાની અગત્ય બતાવવાની અને પત્રકવાળાઓને પજવવાની ખાસ વૃત્તિ–ખાસ ઈચ્છા છુટે છે તેવી ઈચ્છા આ લોકોના રોજના કામમાં ખલેલ પાડતા અમે તેમને ઘેર ગયા તે વખતે તેમનામાં ઉત્પન્ન થઈ ન જોઈ. ઉલટું એ લોકો અમે જે પ્રશ્નો પૂછીયે તેના યોગ્ય જવાબો આપતા. પ્રશ્ન પાછળ શો ભેદ રહ્યો હશે તેના વિચારમાં પડતા નહિ. અમારા પ્રશ્નો તેમને માટે તો એક ગમ્મતનો વિષય જ થઈ પડતા; તેઓ એકબીજાની મશ્કરી કરતા, કે જુઓ ફલાણાનું નામ પત્રકમાં કેવું લખાયું, ફલાણા એકનું નામ બે ખાનામાં આવ્યું, ફલાણા બેને મળીને એક જ ખાનામાં પૂર્યાં વિગેરે.

અમે ગયા ત્યારે ઘણા ચ્હા પીતા કે ખાતા હતા. અમે જઈને સલામ કરી કે દરેક ઘરમાંથી, 'જમવા પધારોને' એવો આવકાર અપવાદ વગર અમને મળતો, અને કેટલાક તો પોતે જરા ખસીને અમારે માટે જગા કરવાની પણ ખટપટ

કરવા મંડી જતાં. અમે ધારેલું કે અહીં તો રોજ રોજ બદલાતી વસતિ જ હશે, પણ ખરી વાત તો એ નીકળી કે ઘણી ઓરડીઓના ભાડુતો આ જ મકાનમાં લાંબો વખત થયાં રહેતા હતા. એક સુતાર અને તેના મજુરો, તેમજ એક મોચી અને તેનો મુખ્ય મજુર અત્યારે રહે છે તે જ ઓરડીઓમાં દસ વરસથી રહે છે. મોચીને ત્યાં કચરો બહુ હતો અને જગાના પ્રમાણમાં માણસોની ગરદી પણ ઘણી હતી, છતાં કામ કરનારાઓ ખુબ મોજમાં હતા. એક મજુરની જોડે વાતમાં ઉતરીને તેની સ્થિતિ કેટલી ખરાબ છે, તે પોતાના ધણીના દેવામાં કેટલો ડૂબેલો છે એનો તાગ કાઢવાનો મેં પ્રયત્ન કર્યો, પણ મજુર મારી મતલબ ન સમજ્યો અને પોતાના ધણીને વિષે તેમજ પોતાના સુખ વિષે અત્યંત સંતોષ બતાવવા લાગ્યો.

એક કોટડીમાં કોઈ બુઢ્ઢો અને તેની ધણીયાણી રહેતાં હતાં. તે લોકો ફળ વેચવાનો રોજગાર કરતાં. તેમની ઓરડી સ્વચ્છ હતી, હુંફાળ પણ હતી. અને બધી સુખસગવડોથી ભરેલી હતી. જમીન પર ઘાસની ચટાઈ બિછાવેલી હતી. ઘરમાં ટ્રંકો હતી, એક તિજોરી હતી, ચ્હાદાની અને ચલાણું હતાં. એક ખૂણામાં બે ચાર મૂર્તિઓ હતી અને તેમની સામે દીવો બળી રહ્યો હતો. ભીંતે ખીંટીઓ પર સુંદર કોટ ટીંગાડ્યા હતા અને તેની ઉપર લુગડાં ઢાંકી રાખ્યાં હતાં. ડોસીના મ્હોં પર કરચલીઓ પડેલ હતી, તે ભલી અને વાતે પહોળી હતી. પોતાના શાન્ત સુવ્યવસ્થિત સંસારથી ખુશ દેખાતી હતી.

હૉટલનો માલીક તેમજ આ બધી ઓરડીઓનો ઘરધણી

ઈવાન ક્રિડોટિવીચ હૉટલમાંથી નીકળીને થોડે સુધી અમારી સાથે આવ્યો. તે ખુશદિલીથી ભાડુતોની મજાક કરતો અને તેમને નામથી કે ઉપનામથી બોલાવતો જતો હતો અને અમને ટુંકમાં દરેકના ચરિત્ર સંભળાવતો હતો. એ બધા અમારા જેવા જ માણસ હતા. માર્ટિન સિમેનોવિચીઝ, પિટર પેટ્રાવિચીઝ, માર્યા ઈવાનવનાસ. એ બધા જ તેઓ પોતાને દુઃખીયાં માનતા નથી, અને અમારામાં અને તેમનામાં કશો ફેર પણ નથી.

અમે નીકળેલા તે અતિશય ભયંકર એવું જ કંઈક જોવાની તૈયારીથી; પણ અહીં તો ભયંકરને બદલે જે જોયું તે રાજી થવા જેવું જ જોયું, તેની તરફ જોઈને અનિચ્છાએ પણ અમારામાં માનની લાગણી ઉપજી. અને આવા સારા માણસો એટલા બધા હતા કે કોઈ કોઈ ચીંથરેહાલ, નિરાધાર થઈ પડેલા આળસુ માણસો ક્યાંક નજરે પડતા તેનાથી અમારા સામાન્ય ચિત્રમાં કંઈ બગાડ થતો નહોતો.

મને નવાઈ થતી હતી તેવી વિદ્યાર્થીઓને થતી નહોતી. તેઓ તો માત્ર સમાજશાસ્ત્રનું એક ઉપયોગી કામ સમજીને કામ કરી રહ્યા હતા, અને સાથેસાથે પ્રસંગોપાત્ત ટીકાઓ પણ કર્યે જતા હતા. પણ હું તો પરોપકારી હતો, હું તો આ મકાનમાં દીનદુઃખી, અનાથ, પતિત લોકો રહેતા હશે એવી આશાથી અહીં તેમને મદદ કરવા આવ્યો હતો. પણ અહીં આવું છું તો દીનદુઃખી, અનાથ, પતિત માણસોને બદલે અચાનક શાન્ત, સંતોષી, સુખી, ભલા અને મહેનતુ માણસો જેવામાં આવે છે.

અહીં ક્યાંક મને મદદ માટે સુપાત્ર લાગે એવું અતિશય ગરીબ કોઇ મળી જતું ત્યારે આ છાપ બહુ સ્પષ્ટતાથી મારી ઉપર પડતી.

જ્યારે જ્યારે એવું કોઈ ગરીબ મળતું ત્યારે ત્યારે મને ખબર પડતી કે તેની ગરીબાઈમાં મદદ કરનાર તેને કોઈ હરિનો લાલ મળી જ ગયો છે, જે મદદ હું આપવા માગતો તે તેને મારા પહેલાં જ કોઇએ પહોંચાડી દીધી છે. અને મારા પહેલાં પહોંચીને આ મદદ કોણ આપી ગયું? તે જ દીન, પતિત પ્રાણીઓ, જેમને મદદ કરવાને હું તત્પર હતો અને તે પણ એવી રીતે કે જેની હરીફાઈમાં ઉતરવું મારે માટે અશક્ય હતું,

એક ભંડારીયામાં કોઈ ડોસો ત્રિદોષજ્વરના રોગથી પીડાતો પડ્યો હતો. ડોસાને સગુંવહાલું કોઈ ન મળે. પડોશમાં કોઈ વિધવા—એક છોકરીની મા રહેતી તેને ને ડોસાને કશી ઓળખાણ નહિ, પણ તે એની માવજત કરતી, અને ગાંઠના પૈસા ખરચીને તેને ચ્હા અને દવાદારૂ લાવી આપતી. બાજુની ઓરડીમાં એક બાઇ સુવાવડને લગતા તાવથી ખાટલે પડી હતી. એક વેશ્યાવૃત્તિથી ગુજારો કરનારી સ્ત્રી તે બાઇના બાળકને રમાડતી, તેને શીશીએ ધવડાવતી; તેણે બે દિવસ પોતાનો ધંધો પાડીને એની સેવા કરી. એક છોકરીને અનાથ મુકીને માબાપ ગુજરી ગયાં. પડોશમાં દરજી રહેતો હતો. તેને ઘેર ત્રણ છોકરાં હતાં. છતાં તેણે અનાથ છોકરીને પોતાના ઘરમાં રાખી. આમ સાચાં દુઃખીયાં માણસો તો હવે આટલા જ બાકી રહેતા હતા—આળસુ માણસો, કામ વગર રખડતા કારકુનો,

ભિખારીઓ, દારૂડીયાઓ, વેશ્યાઓ, ને બાળકો. આ લોકોને એમને એમ પૈસાની મદદ ન કરી શકાય; તેમની સ્થિતિની બરાબર તપાસ કરીને તેમના ઉપર દેખરેખ રાખવી જોઇયે અને કામ મેળવી આપવું જોઇયે. હું શુદ્ધ દુ:ખીયાંઓની શોધમાં હતો, જેઓ ગરીબાઇને કારણે જ દુ:ખી હોય અને અમારા ધનના ઢગલામાંથી જેમને મૂઠી આપીને મદદ કરી શકાય. પરંતુ મને માલુમ પડયું કે એવા દુ:ખીયાંઓ મળવાના નથી; જે દુ:ખીયાંઓ મેં જોયા તે બધા એવા છે કે તેમના ઉપર તો ઘણી જ કાળજી અને વખત આપીયે ત્યારે જ કંઇ પણ થઇ શકે.

૭

મેં જે દુઃખીયાંઓની નોંધ રાખી લીધી તેમના મારી કલ્પનામાં સ્વાભાવિક રીતે ત્રણ વર્ગો પડી જાય છે. એક પ્રથમની રોજી ગુમાવી બેઠેલા અને હવે બીજી રોજી મેળવવાની ઈચ્છાવાળા (આવા માણુસો ઉંચી તેમ જ નીચી જાતિઓ. ના જોવામાં આવતા); ત્યાર પછી વેસ્યાઓ, તેમની સંખ્યા આ મકાનોમાં મોટી હતી; ત્રીજો વર્ગ બચ્ચાંઓનો. મારી નોંધપોથીમાં સૌથી મોટી સંખ્યા પહેલા વર્ગના માણુસોની—પોતાની રોજી ગુમાવી બેઠેલાઓ અને પાછી કંઈ રોજી મેળવવાની ઈચ્છાવાળાઓની હતી. આ વર્ગમાં પણુ વિશેષ ભાગે આ મકાનમાં પરદેશીઓ અને કારકુન વર્ગના લોક જ હતા. આ મકાનોના ઘરધણી ઈવાન ફેડોટિવીચની સાથે અમે કેટલીયે ઓરડીઓ ફર્યાં અને લગભગ બધી જગાએ તે અમને કહેતો, "અહીં વસતિપત્રક તમારે પોતાને ભરવાની જરૂર નહિ પડે. ફલાણો અહીં રહે છે તે ભરી આપશે, પણુ તે જો પીધેલો નહિ હશે તો."

ઇવાન ફેડોટિવીચ તેવા માણસને પછી તેના નામથી અને નામ સાથે કુટુંબનું નામ લગાડીને બોલાવતો, અને દરેક માણસ પહેલાં બહુ ઉંચી સ્થિતિ ભોગવનારો જ માલુમ પડતો. ઈવાન ફેડોટિવીચની બૂમ સાંભળીને કોઇ કંગાલ બની ગયેલો સદ્‌ગૃહસ્થ અથવા તો કારકુન મકાનના કોઇ અંધારીયા ખૂણામાંથી નીકળીને આવતો. સાધારણ રીતે પીધેલો હોય, અને પૂરાં કપડાં તો પહેરેલાં ન જ હોય. જો પીધેલા ન હોય તો આવા માણસો સોંપેલું કામ બહુ આનંદની સાથે કરી આપવા તૈયાર થાય છે, કામ સમજી લે છે ને સમજી ગયો હોય તેમ માથું ધુણાવે છે, સામે તાકે અને કંઈક વિદ્વત્તાદર્શક ટીકાઓ પણ કરે છે, અમારૂં સાફ છાપેલું લાલ કાર્ડ ધ્રુજતે હાથે પકડે છે અને પાસે ઉભેલા પડોશીઓ સામે ધિક્કારની નજર ફેંકે છે, જાણે ગર્વ સાથે એમ જ કહેતો હોય નહિ કે આજ સુધી તમે લોકોએ મને આટલો બધો હળવો પાડ્યો પણ હવે જોઇ લો મારી કેળવણીના પ્રતાપ. જે દુનીયામાં રાતાં કાર્ડ છપાય છે અને જેમાં તે પહેલાં પોતે હતો તે દુનીયા સાથે સંબંધ બાંધવાને તે બહુ રાજી હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. આવા માણસને તેના પૂર્વચરિત્ર વિષે જ્યારે જ્યારે હું પૂછતો ત્યારે ત્યારે સ્તોત્ર ગોખી રાખ્યું હોય તેની માફક તરત તે ઉત્સાહભેર પોતાને માથે પડેલી વિપત્તિઓનો ઇતિહાસ સંભળાવી જતો, ખાસ કરીને પોતાની ઉંચી કેળવણીને કારણે પહેલાં કયો દરજ્જો તે ભોગવતો એ વાત.

આવા માણસોની વસતિ ઝાનોવ ઘરમાં જ્યાં જુઓ ત્યાં પથરાયેલી હતી. એક વિભાગમાં આવાં સ્ત્રીપુરુષો

વીચોવીચ રહેતાં હતાં. ત્યાં અમે ગયા ત્યારે ઈવાન ફેડોટિવીચ બોલ્યો: "આ અમારો સદ્ગૃહસ્થોનો વિભાગ." વિભાગ બધો ભરચક હતો; ભાડુતો બધા—લગભગ ૪૦ જણ હતા તે હાજર હતા. પૂરેપૂરા પડેલા, દીનહીન બુઢ્ઢાઓ અને ફીકા નિરાશ જુવાનીયાઓ આખા ઘરમાં કયાંયે જોવામાં નહોતા આવતા. મેં કેટલાકની જોડે વાત કરી. બધાની કથની એક સરખી જ હોય, કોઇ એ કથનીને ઠેઠ કાંઠે પહોંચ્યા હોય તો કોઈ હજુ અધવચ હોય એટલો જ ફેર. દરેક જણ કાં તો પોતે પૈસાદાર હતો યા તો તેનો બાપ કે ભાઇ કે કાકો પૈસાદાર હતો અથવા હજુ છે, અથવા તો તે અથવા તેનો બાપ એક દિવસ કોઇક ઉંચો હોદ્દો ભોગવતો, પછી કોઇ ઇર્ષાળુ માણસના કારસ્તાનથી અથવા પોતાના કમનસીબથી કે કંઇક ખાસ અકસ્માતથી આફત આવી પડીને તે સર્વસ્વ ગુમાવી બેઠો અને હવે આવા અણઘટતા ને દુષ્ટ સ્થાનમાં—જ્યાં જૂ માકડનો પાર નહિ, પહેરવામાં ગાભા, પડોશીઓ દારૂડીયા ને ચોરટાઓ, ખાવામાં લુખો રોટલો ને મીઠું, હાથ લાંબા કરી ભીખ માગવી—આવી બૂરી સ્થિતિમાં નષ્ટ થવું એ કર્મે લખાયું.

આ લોકોના વિચારો, વાસનાઓ, સ્મૃતિઓ બધું ભૂતકાળ તરફ જ. વર્તમાન એ તેમને કંઈક અસ્વાભાવિક, તિરસ્કારપાત્ર, મનમાં લાવવાને અયોગ્ય એવો જ લાગે છે. એકેને વર્તમાન છે જ નહિ. બધાને ભૂતનાં સ્મરણ અને ભવિષ્યની આશા એટલું જ છે. એ આશા કોઇપણ ક્ષણે પૂર્ણ થઇ શકે, એ આશાપૂર્તિ માટે જરા જેટલાની જ જરૂર છે. પણ આ જરા જેટલાનો અભાવ છે અને કેમે

કશું આવી મળતું નથી, તેથી બિચારાની જીંદગી હાલી બગડી રહી છે; એક જણ વરસથી હેરાન થાય છે, બીજો પાંચ વરસથી ને ત્રીજો ત્રીસ વરસથી. એક જણના ઉપર કોઇકની મહેરબાની છે, પણ તેની પાસે જઇને ઉભા રહેવા લાયક કપડાં બિચારા પાસે ન મળે. બીજાને ઠીકઠાક કપડાં પહેરી, બધાં બીલ ચુકવી ઑફિસ પહોંચી જાય એટલી જ તંગી છે. ત્રીજાને પોતાની મીલકત ગીરો છે તે છોડાવવાની અને કોર્ટમાં કેસ ચલાવવા માટે થોડાક સાધનની જ જરૂર છે, તેટલું મળે તો કેસ તો તેના લાભમાં જ ઉતરવાનો. એટલે પછી તો કશું દુઃખ ન જ રહે. બધાનું કહેવું એવું છે કે તેમને થોડી સરખી બહારની વસ્તુની જરૂર છે, તેટલી મળી જાય તો તરત તેઓ પોતાની અસલ સારી સ્થિતિએ પહોંચી શકે, અને તે સ્થિતિ જ તેમની સ્વાભાવિક સ્થિતિ છે, તે સ્થિતિમાં જ તેઓ સુખી રહી શકે.

જો મારા દાનેશ્વરીપણાના, અભિમાનની ધુમસમાં હું ઘેરાયેલો ન હોત તો એ દુબળાં, વિલાસી છતાં ભલા ચહેરાવાળા જુવાનીયા તેમજ બુઢ્ઢાઓને જરા હલાવવાથી હું સમજી શકત કે તેમનું દુઃખ બહારના ઇલાજોથી ટાળ્યું ટળે તેમ નથી; હું સમજી શકત કે જીંદગી વિષેની દૃષ્ટિ તેમની છે તેવી ને તેવી જ રહે તો ગમે તેવી સ્થિતિમાં મુકાય તો પણ તેઓ સુખી થઈ શકે જ નહિ; હું સમજી શકત કે આ લોકો એવા કોઈ અસાધારણ હીન સંજોગોમાં આવી પડેલા લોકોનો ખાસ વર્ગ નથી; જેવા આપણી આસપાસ લોકોને જોઇયે છીયે તેમના જેવા જ, આપણા પોતાના જેવા જ, આ લોક પણ છે. દુઃખી લોકોના આ વર્ગ સાથે

સંબંધમાં આવવું મારે પોતાને માટે કેટલું કઠણ થઈ પડેલું તે મને યાદ છે. કઠણ કેમ પડયું હશે તે હું હવે સમજું છું. આરસામાં જોતો હોઉં તેમ તેમને વિષે હું મને પોતાને જોઉં છું. જો હું મારા પોતાનો અને મારા વર્ગના માણસોના જીવનનો વિચાર મુકી દઈ શકયો હોત તો હું દેખી શકયો હોત કે અમારી વચ્ચે એવો અગત્યનો કોઈ જ ભેદ નથી.

મારી આસપાસ જે લોકો રહે છે તેઓ ઝાનોવ ઘરમાં ન રહેતાં સિવસેવ વ્રાઝોક કે દમિત્રોકાના લત્તાઓમાં પોતાના આલેશાન હવેલાંઓમાં રહે છે અને જુવારના રોટલાને બદલે ભાતભાતનું પકવાન ખાય છે. તેટલાને કારણે તે લોકો પેલાઓના જેટલા જ દુ:ખી થતા બચી જાય એવું કશું જ નથી. તેઓને પણ પોતાની ચાલુ સ્થિતિનો પેલાઓના જેટલો જ અસંતોષ છે, તેઓ પણ પેલાઓની જ જેમ ભૂતનો અફસોસ અને ભવિષ્યમાં ચડતી સ્થિતિની કામના કરે છે. આ ચડતી સ્થિતિની તેમની કલ્પના પેલા ઝાનોવ ઘરના રહેવાસીઓના જેવી જ હોય છે, અર્થાત્ એવી સ્થિતિ કે જેમાં પોતે ઓછામાં ઓછું કામ કરવું અને પારકાંઓની મહેનતનો વધારેમાં વધારે પ્રમાણમાં ઉપયોગ કરવો શકય બને. અન્તર કેવળ પ્રમાણ અને સમયનું જ છે.

તે વખતે હું વિચાર કરવાને થોભ્યો હોત તો આ બાબત સમજી શકયો હોત; પણ હું વિચાર કરવા ન થોભ્યો. મેં એ લોકને પ્રશ્નો પૂછયા, તેમની હાલત તથા જરૂરીયાત વિષે બરાબર માહિતી મેળવીને પાછળથી મદદ પહોંચાડીશ એમ ધારી તેમનાં નામ નોંધી લીધાં. તે વખતે હું ન સમજ્યો કે આવા માણસોને તેમની સંસાર વિષેની કલ્પના બદલીને જ

મદદ કરી શકાય. પરન્તુ બીજા માણસની સંસાર વિષેની કલ્પના બદલતાં પહેલાં માણસે પોતાની સુધારી લઈ તે અનુસાર પોતાનું જીવન ચલાવવું જોઇયે, જ્યારે મારી કલ્પના તો બરાબર એ લોકોના જેવી જ હતી, અને જે સંસાર વિષેની ભ્રામક કલ્પનાને સુધારીયે તો જ આવાં માણસોનાં દુઃખ દુર કરી શકાય તે જ કલ્પનાને અનુસરીને હું મારૂં જીવન ગુજારી રહ્યો હતો.

હું ન સમજ્યો કે આ લોકો દુઃખી છે તે એટલા માટે નહિ, જો એ ઢબે બોલીયે તો, કે તેમને પોષક ખોરાક મળતો નહોતો, પણ એટલા માટે કે તેમની હોજરીઓ જ એટલી બધી બગડી ગઈ હતી, પોષક ખોરાક તેમને ભાવતો જ નહિ, જીભને સ્વાદ લાગે એવો જ ખોરાક તેમને ભાવતો. હું નહિ સમજેલો કે તેમને મદદ કરવી હોય તો મારે તેમને ખોરાક આપવાનો નહોતો, પણ તેમની બગડેલી હોજરીને સુધારવાની હતી. અગાઉ આવનારી વાત પહેલાં કહેવાઈ જાય છે, પણ એટલું હું કહી દઈશ કે જેટલા જેટલાનાં નામ મેં નોંધી લીધાં તેમાંના એક પણ જણને હું સાચી સહાય કરી નથી શક્યો, જો કે તેમણે જે કંઈ માગેલું તે તેમને પહોંચાડવામાં આવેલું, તેટલાથી તેઓ પગભર થઈ જવા જોઇયે એમ લાગેલું. આવા લોકોમાંના ત્રણ જણ મને બરાબર સાંભરે છે. ત્રણે જણા, અનેક ચડતી અને અનેક પડતીમાંથી પસાર થઈને ત્રણ વરસને અન્તે પાછા જે સ્થિતિમાં અગાઉ હતા તેની તે જ સ્થિતિમાં આવી રહેલા છે.

૮

બીજા વર્ગનાં દુઃખીયાંઓને મદદ કરવાની મેં આશા બાંધેલી તે વેશ્યાઓ. ઝાનોવ ઘરમાં અનેક જાતની આવી સ્ત્રીઓ વસે છે—નાની ઉંમરનીઓ કે જે આકારે સ્ત્રીઓને મળતી આવે છે, તેમજ ઘરડીઓ જેમની સામું જોઈ પણ ન શકાય, જેમના ઉપર માનવીને મળતું એક પણ ચિન્હ રહ્યું નથી. સ્ત્રીઓને મદદ કરવાની આ આશા મારા મનમાં પહેલાં નહોતી, તે નીચેના સંજોગથી ઉપજી.

વસતિગણત્રીનું કામ મધરસ્તે પહોચ્યું હતું, આટલા વખતમાં અમારા રોજના કાર્યક્રમની એક સંચા જેવી પદ્ધતિ પણ ગોઠવાઈ ગઈ હતી.

કોઈ નવા મકાનમાં દાખલ થઇયે કે પ્રથમ પહેલાં ઘરધણી કોણ તે પૂછી લઇયે; પછી અમારી ટોળીમાંથી એક જણ થોડી જગા સાફ કરીને ત્યાં લખવાનાં બધાં સાજ

ગોઠવીને બેસે અને એક જણ ખૂણેખૂણે ફરી વળીને દરેક માણસને જુદા જુદા લઈ પ્રશ્નો પૂછે અને તેના જવાબો પેલા લખનારને પહોંચાડે.

આ રીતે ભોંયતળીયાના એક વિભાગમાં દાખલ થયા કે એક વિદ્યાર્થી ઘરધણીની શોધમાં નીકળી પડયો અને હું આ વિભાગમાં રહેનાર દરેક જણને પ્રશ્નો પૂછવા લાગ્યો. આ વિભાગની રચના આવી હતી. વીસેક ચોરસ ફુટનો ઓરડો અને તેની વચ્ચોવચ એક ચુલો હતો. ત્યાં આગળથી ચાર પાર્ટિશન નાખીને ચાર ઓરડીઓ બનાવી લીધી હતી. દાખલ થતાં પહેલી ઓરડીમાં ચાર ખાટલા અને બે જણા—એક બુઢ્ઢા પુરુષ અને સ્ત્રી હતાં. તે પછી એક લાંબી ઓરડી હતી. તેમાં ઘરધણી રહેતો હતો. તે જુવાન હતો, ગૃહસ્થાઈનો દેખાવ હતો, સાવ ફીકકો શહેરી. તેણે ભૂરા કપડાનો બાંહ્યો વગરનો કબજો પહેર્યો હતો. પહેલા ખૂણાની ડાબી તરફ ત્રીજી ઓરડી હતી તેમાં કોઇ એક ઉંઘતો પડયો હતો, પાધેલો હતો એમાં શંકા નહોતી; ઓરડીમાં બીજી એક બાઈ હતી. તેણે લાલ રંગની કફની પહેરી હતી, જે આગળથી ખુલ્લી અને પાછળ ખેંચાઇ ગયેલી હતી; ચોથી ઓરડી પાર્ટિશનની પછવાડે હતી. ઘરધણીવાળી ઓરડીમાંથી તેમાં દાખલ થવાનું હતું.

વિદ્યાર્થી ઘરધણી ભણી ગયો અને હું પ્રથમની જ ઓરડીમાં થોભીને પેલાં વૃદ્ધ સ્ત્રી અને પુરુષને સવાલ પૂછવા લાગ્યો. પુરુષ કોઇક હોશીયાર છાપનાર હતો, પણ હમણાં નિરાધાર સ્થિતિમાં હતો. સ્ત્રી કોઇ રસોઇયાની ઓરત હતી. પછી હું ત્રીજી ઓરડીમાં ગયો અને પેલી

કફનીવાળી બાઇને, પાસે કોઇ માણસ ઉંઘતો પડ્યો હતો તેને વિષે પૂછવા લાગ્યો. તે બાઇ કહે એ તેનો મહેમાન છે. મેં બાઇને પૂછ્યું, "તમે કોણ છો?" તે કહે, "હું મૉરક્કોની રહીશ બાઇ છું."

"તમારો ધંધો?" તે હસી, અને મને કંઈ જવાબ ન આપ્યો

મારો પહેલો પ્રશ્ન તે સમજી નહિ હોય એમ ધારી મેં પાછું કહ્યું, "તમે ગુજરાન શી રીતે ચલાવો છો?" તે કહે, "હું દુકાનમાં બેસું છું."

હું કંઈ ન સમજ્યો, એટલે મેં પાછું પૂછ્યું, "ના ના, તમારો નિર્વાહ શી રીતે ચાલે છે?"

તેણે કશો ઉત્તર ન વાળ્યો ને માત્ર હસી. ચોથી ઓરડીમાં અમે લોકો હજુ ગયા નહોતા, પણ ત્યાં પણ સ્ત્રીઓના હસવાના અવાજ સંભળાવા લાગ્યા. ઘરધણી પોતાની ઓરડીમાંથી નીકળીને અમારી તરફ આવ્યો. મારા પ્રશ્નો અને બાઇના ઉત્તરો તેણે સાંભળ્યા હોય એમ જણાતું હતું. પેલી સ્ત્રી તરફ એક કરડી નજર ફેંકી તે મારી તરફ ફર્યો ને કહે, "વેસ્યા છે વેસ્યા." સરકાર દરબારમાં વપરાતો આ શબ્દ પોતાને બરાબર આવડે છે અને બરાબર ઉચ્ચારી શકે છે એ સંતોષે તેનું મન આનંદિત થયું. એટલું બોલીને કંઇક સંતોષ અને કંઈક માનમિશ્રિત સ્હેજ હસતો તે પેલી બાઇની તરફ ફર્યો. પણ તે હાસ્ય તો મારે માટે જ હતું, બાઈ તરફ ફરતાં વેંત તેનો આખો ચહેરો એકદમ પલટાઇ ગયો. કુતરા તરફ જોવા તુચ્છતા અને

હીનતાના અવાજથી બોલે તેવા જ અવાજથી તેની સામું પણ જોયા વિના એ બોલ્યો:

"આવાં ગપ્પાં મારવાં શાં? 'હું દુકાનમાં બેસું છું! તું દુકાનમાં બેસે છે કાં? સીધેસીધું કહી દેને વેશ્યા છું,'" એણે એ શબ્દ ફરીવાર વાપર્યો. "પોતાનું નામ શું એ પણ જાણતી નથી."

આનાં વચનથી મને બહુ દુઃખ થયું.

મેં કહ્યું, "તેને આમ શરમાવવી એ આપણને ઘટતું નથી. જો આપણે બધા ધર્મને માર્ગે ચાલતા હોત તો એવીઓ હોત જ નહિ."

"ખરૂં, એમ તો ખરૂં," કંઈક પરાણે આણેલા સ્મિત સાથે ઘરધણી બોલ્યો.

"તો પછી આપણે તેમને ગાળ ન દેતાં તેમની દયા ખાવી જોઇએ. તેમનો શો અપરાધ છે?"

મેં શી રીતે મારા ઉભરા કાઢ્યા તે યાદ નથી, પણ એટલું યાદ છે કે પોતાના ઘરમાં જેને તે વેશ્યા કહેતો હતો તેવી સ્ત્રીઓને રાખી તેમના ભાડા ઉપર રહેનારા આ જુવાન ઘરધણીનાં તિરસ્કારભર્યાં વચનથી હું દુભાયો હતો, તેમજ આ બાઇની હાલત પર હું ખિન્ન થયો હતો, અને એ બન્ને ભાવો મેં તે વખતે પ્રગટ કરેલા. મારા આ ઉદ્ગારો કાઢ્યા કે તરત પડખેની ઓરડીમાંથી સ્ત્રીઓના હસવાના અવાજ આવેલા ત્યાંજ પાટીયાંના ખાટલાઓનાં પાટીયાં ચુંચું થવા લાગ્યાં; પાર્ટિશન ઠેઠ સીલીંગ સુધી પહોંચતા નહોતાં. તેની ઉપરથી એક સ્ત્રીનું વીખરાયેલા વાંકડીયા વાળવાળું માથું આવ્યું.

તેની આંખો નાની અને સુઝેલી જેવી હતી, ચહેરો ચળકતો લાલ હતો. એકની પછી બીજી ને પછી ત્રીજીનું મ્હોં દેખાયું. તેઓ પોતપોતાના ખાટલા પર ઉભી થઈ હતી, અને શ્વાસ મંદ પાડીને અને એકાગ્ર ધ્યાનથી છાનીછાની અમારી તરફ જોતી હતી.

થોડીવાર કઢંગી સ્તબ્ધતા જામી. અમારો વિદ્યાર્થી પહેલાં હસતો હતો, તે ગંભીર બની ગયો હતો; ઘરધણીએ શરમાઈ જઇને આંખો ઢાળી દીધી; સ્ત્રીઓમાં કોઈ શ્વાસ લેવાની પણ ફુરસદ લેવા માગતી નહોતી ને મારી સામું તાકી રહી મારા વચનની રાહ જોઈ રહી હતી. મારી ગભરામણ વળી એ સૌના કરતાં અધિક હતી. વાતવાતમાં બોલાઈ જવાયેલું વચન આટલી અસર નિપજાવશે એવી મેં આશા નહિ રાખેલી. કબરસ્તાનમાં કોઈ દેવતાએ અમૃત સિંચન કર્યું હોય અને બધા હાડકાંઓ સજીવન થઇને ઉઠવા લાગ્યાં હોય એના જેવું થયું હતું. મેં અજાણતાં પ્રેમનો અને કરુણાનો એક બોલ બોલી દીધો. આ બધા લોકો મુડદાં મટીને સજીવન બનવા સારૂ જાણે એ બોલની જ રાહ જોઈ રહ્યાં ન હોય તેવી તેમના સૌના ઉપર આ મારા બોલની અસર થઈ. તેઓ મારી પ્રત્યે નિહાળી રહ્યાં હતાં, મારા મ્હોંમાંથી હવે શું નીકળે છે તેની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. મારા મ્હોંમાંથી એવા શબ્દોની અને મારા હાથથી એવી ક્રિયાની તેઓ અપેક્ષા રાખતાં હતાં કે જેના પ્રભાવ વડે છુટાં-છવાયાં હાડકાંઓ તરત એકઠાં થઈ જાય, માંસથી ભરાઈ જાય અને જીવતાં થઈ જાય. પણ મને લાગ્યું કે મેં આરંભ તો કર્યો, પણ તેને ચાલુ રાખવાને માટે જેવી જોઇયે તેવી

વાણી અને ક્રિયા તો મારી પાસે નથી. મારા હૃદયના ઊંડાણમાં મને લાગ્યું કે મેં મિથ્યા ભાષણ કર્યું હતું, સર્વ રીતે તો હું બરાબર તેમના જેવો જ છું, વિશેષ કંઈ પણ બોલવાનો મને અધિકાર નથી. એટલે હું આ મકાનમાંનાં બધાં માણસોનાં નામ અને ધંધા પત્રકમાં ભરી લેવાને કામે વળગી પડયો.

આ પ્રસંગને લીધે વળી હું એક નવા જ ભ્રમમાં પડયો. તે ભ્રમ એ કે આ દુર્ભાગીઓને પણ સહાય કરવી શકય છે. આપબડાઈના ગુમાનમાં મને તે વખતે લાગ્યું કે એ સ્હેલું કામ છે. મેં મનમાં કહ્યું, "હમણાં આ સ્ત્રીઓનાં નામો પણ લખી લઈએ અને પાછળથી અમે ( આ 'અમે' કોણ તેનો ખુલાસો મેં મારા દિલને આપ્યો નહોતો.) તેમની સ્થિતિ વિષે તપાસ કરવા પ્રયત્ન કરીશું." મેં કલ્પના કરી કે અમે, એટલે કે અનેક જમાનાઓ થયાં આ સ્ત્રીઓને આવી દુર્દશામાં આણનાર લોકો, કોઈ એક શુભ મુહૂર્તે જાગ્રત થઈ જઇને એકીવારે એમની સ્થિતિ સુધારી નાંખીશું. પરન્તુ પેલી પતિત સ્ત્રી સુવાવડની બિમારીમાં પીડાતી તેની પડોશણનું બાળક હિંચોળી રહી હતી તેની સાથે થયેલી વાતચીત જો મેં યાદ કરી હોત તો આ મારી કલ્પનામાં કેટલું ગાંડપણ રહેલું છે તે હું સમજી શકયો હોત.

જ્યારે તે સ્ત્રીને બાળક સાથે જોયેલી ત્યારે પ્રથમ તે તેનું જ બાળક હશે એમ અમે ધારેલું. પણ તું કોણ એવા સવાલના જવાબમાં તેણે સરળ ઉત્તર આપ્યો કે, "છોકરી છું." 'વેશ્યા છું.' એમ તે ન બોલી. એ તો પેલો શહેરી સભ્યતાવાળો ઘરધણી જ, જે એવો ભયંકર બોલ ધડ દઇને

બોલી પડયો. તે બચ્ચાંની મા હશે એવા અનુમાનથી મને તેને તેના સંકટમાંથી ઉગારવાનો વિચાર સુઝયો. મેં પૂછ્યું.:

"આ તમારૂં બાળક છે?"

"ના, બાળક તો આ બાઇનું છે."

"ત્યારે તમે કેમ એને હીંચોળો છો?"

"એણે મને કહ્યું તેથી; બિચારી મરવા પડી છે."

મારૂં અનુમાન ખોટું પડયું તેમ છતાં મેં તેવા ને તેવા ભાવમાં વાત ચાલુ રાખી. તે કોણ, કેમ કરતાં આવી દશામાં આવી પડી એવા સવાલો મેં પૂછયા. તેણે ખુશમિજાજથી અને સરળભાવે પોતાની કથની સંભળાવી. એક કારખાનાના કામદાર—કોઇ મૉસ્કોના રહીશની તે છોકરી હતી. તેને અનાથ મુકી માબાપ મરણ પામ્યાં, તેની કાકીએ પોતાને ઘેર લઇ જઇ તેને ઉછેરી. કાકીને ઘેરથી તે વારંવાર દુકાનોમાં જતી આવતી થઇ. તે કાકી હવે મરી ગઇ છે. આવી જાતનું જીવન બદલી નાંખવાની તમને ઇચ્છા નથી થતી એવું મેં પૂછયું, પણ એ પ્રશ્નમાં તેને કશું જ મહત્ત્વ નહિ લાગ્યું. ખરે જ, સાવ અસંભવિત વાત કોઇ મુકે તો માણસને તેમાં મહત્ત્વ શી રીતે લાગે? મ્હોં મલકાવી તે બોલી.

"પણ આ પીળા પોલીસ પરવાના વાળી મને કોણ લે?"

"ધારો કે હું તમારે માટે કયાંક રસોઇયણની જગા મેળવી આપું?" મેં કહ્યું.

આ વિચાર મને સુઝ્યો તેનું એ કારણ કે તે શરીરે મજબૂત જબરી બાઇ હતી, તેનું ગોળ મ્હોં ભોળીયા જેવું

લાગતું હતું. રસોઇયણો સાધારણ રીતે આવી જ હોય છે. મારાં વચન સાંભળીને તે નાખુશ થઈ દેખાઈ.

"રસોઇયણ! પણ મને રોટી બનાવતાં આવડતી નથી?" તેણે હસતાં કહ્યું. આવડતું નથી એમ તેણે કહ્યું, પણ તેના ચહેરા પરથી હું જોઈ શકયો કે રસોઇયણ થવું તેને ગમતું જ નથી, કારણકે રસોઇયણનો દરજ્જો અને તે ધંધો તે હલકો સમજતી હતી.

આ બાઈ, જે પેલી બિમાર માને ખાતર સુવાર્તામાં આવતી પેલી વિધવાની જેમ પોતાનું સર્વસ્વ હોમી દેતી હતી તે મજૂરના કામને, તેના બીજા સાથીઓની જેમ, હલકું અને તિરસ્કારને પાત્ર ગણતી હતી. કામ કર્યા વગર નિર્વાહ કરતી જ તે નાનેથી મોટી થઈ હતી, અને તેનું આવું જીવન તેની આસપાસ રહેનારા સૌના મતમાં તેને માટે સ્વાભાવિક હતું. તેનું દુર્ભાગ્ય ખરૂં આમાં જ હતું. આ જ દુર્ભાગ્યવશ તે ચાલુ દુર્દશાને પામી હતી, અને તેવી જ દુર્દશા ભોગવ્યે જતી હતી. આ દુર્ભાગ્યે જ તેને દુકાનોમાં ભટકતી કરી મુકી હતી. આપણામાંથી કયો પુરુષ કે કઈ સ્ત્રી આ બાઇનો જીંદગી વિષેનો ખોટો ખ્યાલ સુધારી શકે એમ છે, આપણી વચ્ચે તેવા માણસો કયાં છે કે જેઓની એવી શ્રદ્ધા બંધાઈ ગઈ હોય કે મજુરીનું કોઈ પણ પ્રકારનું જીવન એ સુસ્તીના જીવન કરતાં વધારે આબરૂવાળું છે,—જેમની આવી દૃઢ શ્રદ્ધા બંધાઈ હોય અને એ શ્રદ્ધાની કસોટીએ જ જેઓ લોકોની કિંમત અને આબરૂ આંકતા હોય? જો તે વખતે હું આનો વિચાર કરવા જરા થોભ્યો હોત તો હું સમજી શકયો હોત કે હું પોતે અથવા જેમને હું ઓળખું છું

તેમનામાંથી બીજો કોઈ પણ આ રોગનું નિવારણ કરી શકે તેમ નહોતું.

હું સમજી ગયો હોત કે પેલી સ્ત્રીઓનાં આશ્ચર્યચકિત ગરીબડાં માથાં પાર્ટિશનની ઉપર થઈને દેખાયાં હતાં તેમાં માત્ર મેં જે વચનો સહાનુભૂતિનાં ઉચ્ચાર્યાં તે પ્રત્યે ખાલી અચરજ સિવાય બીજું કંઈ વ્યક્ત થતું નહોતું, તેમનાં પાપોનું નિવારણ થશે એવી આશા તો તેમાં હતી નહિ જ. લોકો તેમને ધિક્કારે છે, ગાળો દે છે એટલું તેઓ જુએ છે, પણ શા માટે લોકો તેમને ધિક્કારે છે તે તેમને સમજાતું નથી. તેઓ નાની બાળિકાઓ હતી ત્યારથી આવી સ્ત્રીઓની વચ્ચે જ ઉછરીને મોટી થઈ છે, તેઓ જાણે છે કે એવી બધા જમાનામાં હતી અને સમાજને માટે જરૂરની છે, જરૂરની એટલી બધી કે તેઓનું પૂરતું પ્રમાણ હમેશાં કાયમ રહે તેની દેખરેખ માટે ખાસ અમલદારો રાખવામાં આવે છે. તે ઉપરાંત તેમને એ પણ ખબર છે, કે તેઓ પુરુષોને પોતાના હાથમાં રમાડી શકે છે, વશ કરી શકે છે, અને ઘણીવાર તેમના જેટલી પુરુષ પર સત્તા ચલાવવી બીજી સ્ત્રીઓ માટે અશક્ય હોય છે. તેઓ જુએ છે કે બધા તેમને ગાળો દેતા હોવા છતાં સમાજમાં તેમનું સ્થાન સ્ત્રીઓ સ્વીકારે છે, પુરુષો સ્વીકારે છે તેમજ સરકાર પણ સ્વીકારે છે, અને તેથી શા બાબતનો તેમણે પસ્તાવો કરવો અથવા શા સારૂ તેમણે પોતાના જીવનમાં કંઈ સુધારો કરવો એ તેમની બુદ્ધિમાં ઉતરી શકતું નથી.

એક દિવસ ફરવા નીકળેલા ત્યારે એક વિદ્યાર્થીએ મને ખબર આપ્યા કે એક ઓરડીમાં કોઈ બાઈ રહે છે તે

તેની ૧૩ વરસની ઉંમરની છોકરી પર વેપાર ચલાવે છે. એ છોકરીને બને તો ઉગારૂં એવી ઈચ્છાથી હું તરત તે ઓરડીએ ગયો. મા અને છોકરી બન્ને કંગાલ હાલતમાં રહેતાં હતાં. મા—ચાલીસેક વરસની ઠીંગણી શામળી વેશ્યા હતી—રૂપે સાદી હતી એટલું જ નહિ, અળખામણી ઝેર જેવી હતી. છોકરી પણ તેટલી જ અળખામણી હતી. મેં ફેરવી ફેરવીને અનેક સવાલો પૂછ્યા, તે બધાના માએ ઉડાઉ જવાબો આપ્યા. તેનું બૂરૂં કરવાના ઈરાદાથી દુશ્મનભાવે તેની પાસે ગયો હોઉં એમ શંકા અને વેરભાવની સાથે તે જવાબ દેતી હતી. છોકરી તો જવાબ આપતી નહોતી કે મા સામું પણ જોતી નહોતી, તેને માની અંદર પૂર્ણ વિશ્વાસ જણાતો હતો. એમણે મારે વિષે હૃદયની દયા ન નીપજાવી, ઉલટી ઘૃણા પેદા કરી; પરંતુ મેં નિશ્ચય કર્યો કે આ છોકરીની રક્ષાને અર્થે, આવી સ્ત્રીઓની હાલત માટે, લાગણી ધરાવનારી સન્નારીઓને મેળવીને તેમની પાસે મોકલવી આવશ્યક છે.

પરન્તુ, આ માની આખી ઉંમર કેવી રીતે ગઈ છે, છોકરી તેને પેદા કેમ થઈ, તેને તેણે કેમ ઉછેરી અને પોતાની પ્રતિમા જેવી બનાવી—અને કોઇની પણ મદદ વગર તથા ભારે આપભોગો વડે આ બધું તેણે કેમ કર્યું એનો વિચાર કરવા હું જરા થોભ્યો હોત,—જીવન વિષે તેના મનમાં જે ખ્યાલ બંધાયો હતો તે ઓળખવા હું જરા થોભ્યો હોત તો હું દેખી શકયો હોત કે માના કૃત્યમાં એવું ખરાબ કે અનીતિમય કંઈ નહોતું: પોતાની છોકરીને સારૂ તે પોતાથી જેટલું બને તેટલું—એટલે કે તેને પોતાને જે સૌથી ઉત્તમ લાગે તેટલું કરી છુટતી. બળજોરીથી છોકરીને

મા પાસેથી લઈ લેવી એ શક્ય છે, પણ છોકરીનું શીયળ વેચવામાં કંઈ બૂરાઈ છે એની માને ખાત્રી કરી આપવી શક્ય નથી. જો કોઈ રક્ષા કરવાને પાત્ર હોય તો તે આ મા છે. બીજા બધા રોગો કરતાં જે મહત્ત્વના રોગનું નિવારણ કરવાનું છે તે તો તેનો જીવનનો દૂષિત ખ્યાલ છે. તે ખ્યાલ પુરુષવર્ગે સંમત કરેલો છે, તેના આધારે સ્ત્રીઓ માટે લગ્ન કર્યા વગર—એટલે કે સંતતિ ઉત્પન્ન કર્યા વગર, કે કામ કર્યા વગર, માત્ર વિષયવૃત્તિનું શમન કરતાં જીવન ગુજારવું શક્ય બન્યું છે.

જો આ વિષય ઉપર વિચાર કરવા હું થોભ્યો હોત તો હું સમજી શક્યો હોત કે આ છોકરીને ઉગારવા માટે જે સન્નારીઓને હું મોકલવા માગતો હતો તેમનો મોટો ભાગ તો પોતે જ સંતતિ ઉત્પન્ન કર્યા વગર કે કામ કર્યા વગર, વિષયવૃત્તિનું શમન કરતી જ જીવે છે, એટલું જ નહિ પોતાની છોકરીઓને યે તેઓ એવા જ જીવન માટે પળોટે છે. એક મા પોતાની છોકરીને દુકાનમાં લઈ જાય છે; બીજી મા બૉલ જેવા નાચના મેળાવડાઓમાં, લઈ જાય છે. પણ સંસારની કલ્પના તો બન્ને માઓની એક જ છે, તે એ કે સ્ત્રીએ પુરુષની વિષયવૃત્તિને પોષવી જોઈએ, અને એટલા ખાતર સ્ત્રીની અન્નવસ્ત્રની જોગવાઈ થવી જોઈએ, સંભાળ રાખવી જોઈએ. આવું હોય ત્યાં આપણી સન્નારીઓ શી રીતે આ બાઈ અને તેની છોકરીને સુધારી શકે?

૯

બાળકો પ્રત્યેની મારી લાગણી વળી તેથી યે વધારે દોળાઇ જતી હતી. પરોપકારી સજ્જનને નાતે મેં બાળકો પ્રત્યે પણ ધ્યાન વાળ્યું. આ ગલીચ સ્થાનમાં નાશ પામતાં એ ગરીબ પ્રાંણીઓને ઉગારી લેવાં એવી ઇચ્છા મને થઇ. મેં તેમનાં નામો લખી લીધાં અને પાછળથી તેમને વિષે વધુ તપાસ કરીશું એવો સંકલ્પ કરી રાખ્યો.

બાળકોમાં ખાસ કરીને એક બાર વરસની વયના સેરીઝા પર મારૂં મન ચોટયું. આ ચપળ તેજસ્વી બાળક પ્રથમ કાઇ મોચીને ત્યાં રહેતો, પણ તેનો માલીક કેદખાનામાં પડવાથી હાલ તે ઘર વગરનો થઇ પડયો છે. તેના પર મને યાનો હૃદય ભરીને ઉમળકો આવ્યો, તેનું કંઇક ભલું કરવું જ જોઇયે એમ મને લાગ્યું.

હવે આ બાળકનું કલ્યાણ કરવાના મારા પ્રયત્નોનું શું પરિણામ આવ્યું એ હું કહીશ, કારણ કે એક પરોપકારી સજ્જન તરીકેની મારી સ્થિતિ આ છોકરાની વાતથી એવી દેખાય છે કે જેવી બીજા કશાથી દેખાડી નહિ શકાય. હું એ છોકરાને મારે ઘેર તેડી ગયો. અને ત્યા તેને બબરચીખાનામાં રાખ્યો,—આવાં ગલીચ સ્થાનના એક જૂલીઓથી ભરેલા છોકરાને મારા પોતાના પુત્રોના દિવાનખાનાંઓમાં દાખલ કરવો એ તો અશકય જ હતું! તેને બબરચીખાનામાં મુકીને મેં માની લીધું કે હું બહુ ભલો અને દયાળુ છું, કારણ કે એ છોકરો હવે મને નહિ પણ બબરચીને હેરાન કરતો હતો, તેને ખવડાવનાર હું નહિ, પણ મારો બબરચી હતો, અને ત્રીજું મેં તેને પહેરવા માટે થોડાં ઉતરેલાં કપડાં આપ્યાં હતાં.

એ છોકરો એકાદ અઠવાડિયું મારા ઘરમાં રહ્યો તે વખત દરમિયાન હું તેને એક બે વાર મળેલો અને બે ચાર શબ્દો તેની સાથે બોલેલો, તેમ જ મારી જમીનદારીમાંથી એક ઓળખાણવાળા મોચીને બોલાવી આ છોકરો તેને ત્યાં ઉમેદવાર તરીકે મુકવાની વાત કરી. એક કોઇ ગામડાનો માણસ મારે ત્યાં આવેલો તેણે તેને ગામડામાં લઇ જઇ પોતાના કુટુમ્બમાં રાખવાની ખુશી બતાવી; છોકરાએ નાં પાડી અને અઠવાડિયામાં તો ક્યાંક પલાયન કરી ગયો. મેં ઝાનોળ અનાથાલયમાં જઇ તેની તપાસ કરી. તે ત્યાં જ પાછો પહોંચ્યો હતો, પણ હું ગયો ત્યારે તે ઘેર નહોતો. આજ બે દિવસથી તેણે કોઇક ભવાઇમાં રોજનાં ૩૦ કોપેક ઠરાવીને રોજી મેળવી હતી, અને કાબરચીતરો વેશ કાઢીને સરઘસમાં

હાથી દોરવાનો પાઠ ભજવતો હતો. કંઇક ભવાઇ ચાલતી હતી. હું બીજીવાર ગયો, પણ તે એટલો કૃતઘ્ની થયો કે જાણી જોઇને મારી નજર ચુકાવી ગયો.

જો તે વખતે આ છોકરાનું જીવન તેમ જ મારૂં જીવન બેઉની તુલના કરવા હું થોભ્યો હોત તો આ છોકરો શાથી બગડયો તેનું કારણ હું સમજી શકયો હોત. તેણે શોધી કાઢ્યું હતું કે માણસ મહેનત વગર સુખમય જીવન ગુજારી શકે એ સંભવિત છે, એટલે કામ કરવાની ટેવ તે ગુમાવી બેઠો હતો. અને તેમાં પાછો હું, તેનું કલ્યાણ કરવા, તેને સુધારવા મારે ઘેર લઇ ગયો, ને ત્યાં તો તેણે શું જોયું? મારાં છોકરાંઓ—તેનાં કરતાં મોટાં, તેના કરતાં નાનાં અને તેના જેટલી જ ઉંમરનાં જેમણે જન્મ ધર્યો ત્યારથી કદિ હાથપગ હલાવીને પોતાનું કામ કર્યું નહોતું, ઉલટાં બની શકે તેટલું બીજા ને વધારે કામ કેમ અ[illegible] જ જોનારાં હતાં, જેઓ આસપાસ જે કંઇ હડફેટે આવ્યું તેને બગાડતાં ને તોડતાં, ઘી દૂધ ને મિઠાઇઓ ઉડાવતાં ને રકાબી પ્યાલા ફોડતાં, આ છોકરાને મન જે પકવાન્ન લાગે તેવી ચીજો ઢોળી નાખતાં કે કુતરાંઓને નાંખી દેતાં. એક ગંદા કોટડામાંથી કાઢીને હું તેને સારા ઘરમાં લઇ આવ્યો તો તે સારા ઘરમાં જીવન સંબંધી ખ્યાલો વર્તતા હોય તે ગ્રહણ કર્યા વિના તે ન જ રહી શકે; અને તે ખ્યાલો તેણે એવા જોયા કે સારા ઘરમાં માણસે એવી રીતે રહેવું જરૂરી છે કે પોતે બિલકુલ કામ ન કરવું, મિષ્ટ પદાર્થો ખાવા પીવા, અને મોજ માણવી.

એ ખરૂં કે મારાં છોકરાંઓ ગ્રીક અને લેટિન વ્યાકરણોની વિભક્તિઓ ગોખવામાં કેટલો શ્રમ ઉઠાવતાં હતાં

તેની એને ખબર નહોતી, અને એવી મહેનતના હેતુ શા હોઇ શકે તે તો તેના મગજમાં કદાપિ ન ઉતરી શકત. પરંતુ કદાચ એ હેતુઓ તેના મગજમાં ઉતર્યા હોત તો મારા છોકરાંઓના દૃષ્ટાન્તનું પરિણામ તેના ઉપર વધારે સજ્જડ થાત. તે સમજી જાત કે મારાં છોકરાંઓને અત્યારે એવી પદ્ધતિએ ભણાવવામાં આવે છે કે હાલ તેમને કંઇ કામ કરવું ન પડે, અને ભવિષ્યમાં પણ પોતાની પદવીઓને પ્રભાવે ઓછામાં ઓછું કામ કરતાં છતાં સંસારનાં સુખ વધારેમાં વધારે ભોગવી શકે. આ છોકરો આ વાત સમજ્યો હતો, એટલે તે પેલા ગામડાના ગૃહસ્થ જોડે તેનાં ઢોર ચારવા અને સાદાં બટાટાં ખાવા ને સાદો કવાસ પીવા ન ગયો, પણ ઝૂલોજિકલ બાગમાં કાબરચીતરો વેશ કાઢી ને હાથીને દોરવાને કામે ૩૦ કોપેકમાં રહી ગયો. મારી મુર્ખાઇ કેટલી હતી તે મારે સમજવું જોઇતું હતું, કે હું પોતે મારા છોકરાંઓને પૂરી આળસ ને મોજશોખનું શિક્ષણ આપું અને ઝાનોળ અનાથાલયમાં બેકારીથી નાશ પામતા લોકોને અને તેમનાં છોકરાંને સુધારવા જાઉં. એ ઝાનોળ અનાથાલયને મેં નરકવાસ કહ્યો છે, પણ ત્યાંના રહેવાસીઓનો ત્રણ ચતુર્થાંશ ભાગ પોતાને માટે તેમ જ બીજાઓને માટે મહેનત કરનારા છે. પણ એ કાંઇ હું તે વખતે ન સમજ્યો.

ઝાનોવ અનાથાલયમાં તે વખતે ઘણાં છોકરાંઓ દયાનકજ દશામાં હતાં. વેશ્યાઓનાં બાળકો હતાં, મા બાપ વગરનાં બાળકો હતાં, તેમજ ભિખારી લોકો રસ્તામાં ફેરવે છે તેવાં છોકરાંઓ પણ હતાં એ બધાં બેહાલ હતાં, પણ સેરીઝના અનુભવે મને બતાવ્યું હતું કે આવું ને આવું જીવન જ્યાં

સુધી હું ગુજારૂં ત્યાં સુધી હું તેમને મદદ કરી શકું નિ
સેરીઝા મારા ઘરમાં રહેતો ત્યારે અમારૂં જીવન— ખસૂસ કરી
મારાં છોકરાંઓનું જીવન તેને જાણવા ન દેવું એવી કંઇ
ઇચ્છા મારા મનમાં રહેલી એમ મેં જોયેલું. મને એમ લાગ
હતું કે અમારાં અને અમારાં છોકરાંઓનાં જીવનનાં દષ્ટાન્ત
જુએ છે તેનાથી જેટલા યત્ન હું તેના જીવનને શ્રમ પર લ
જઇને સુધારવાના કરૂં છું તે બધા પર પાણી ફરી વળે
કોઇ વેશ્યા કનેથી કે ભિખારી પાસેથી છોકરૂં છોડાવવું
સ્હેલ છે. પાસે પૈસા હોય તો તેને નવડાવી ધોવડાવી સ
કરવું, તેને સ્વચ્છ કપડાં પહેરાવવાં, તેને ખવડાવવું, તેમ
બધી વિદ્યાઓ ભણાવવી એ બધું પણ સ્હેલ છે. પરં
તેને પોતાનો રોટલો કમાઇ લેતો કરવો, તે પોતાનો રોટ
કમાવાનો જેઓને કદિ અભ્યાસ નથી એવા આપણે મ
મુશ્કેલ છે, બલ્કે અસંભવિત છે, કારણકે આપણા દષ્ટાન્ત
તેમજ તેના જીવનમાં આપણે મન તદ્દન નજીવી એવી બા
ટાપટીપ દાખલ કરવાથી આપણે તેને એથી ઉલટું જ શિ
વાડે છીયે. એકાદ કુતરૂં પાળી તેને ખવડાવી પીવડાવી કંઇ
ઉપાડતાં તેને શીખવી શકો અને તેને જોઇ હરખાઇ શકે
પરન્તુ માણસને ઉછેરી મોટો કરીને તેને ફક્ત ગ્રીક શીખવ
એ પૂરતું નથી; તેને જીવતાં શિખવવું જોઇયે, એટલે કે બીજ
પાસેથી ઓછું લેતાં અને વધારે આપતાં શિખવવું જોઇ
તેને આપણા ઘરમાં રાખીએ કે કોઇ ખાસ સંસ્થામાં રાખીએ
પણ આપણા જીવન કરતાં ઉલટું જીવન આપણે તેને ન
શીખવી શકીયે.

## ૧૦

લ્યાપિંસ્કી અનાથાલયમાં લોકો માટે કરુણાની અને મારે પોતાને માટે ઘૃણાની જે લાગણી મેં અનુભવેલી તે હવે રહી નથી ઉપાડેલું કામ પાર પાડું— જે કોઇને મળું તેનું કલ્યાણ કરૂં એટલી જ એક વાસનામાં હું મગ્ન હતો. સાધારણ રીતે માણસને એમ જ લાગે કે કોઇનું કલ્યાણ કરવું, તેને દ્રવ્યની સહાય કરવી, એ બહુ સારૂં કામ છે, તેનાથી મનુષ્ય-પ્રેમ ઉત્પન્ન થવો જોઇયે, પણ વિચિત્ર વાત એ છે કે મારે તેથી ઉલટું જ બન્યું: મારામાં તો તેનાથી લોકો પ્રત્યે ઘૃણા અને દ્વેષ ઉત્પન્ન થયાં. પહેલેજ દિવસે તપાસ કરવા નીકળ્યો તે વખતે તે દહાડે લ્યાપિંસ્કી અનાથાલયમાં જોયેલો તેવો જ બનાવ જોવામાં આવ્યો, પણ તેવા બનાવથી લ્યાપિંસ્કી ઘરમાં જે છાપ મારા પર પડેલી તે જ છાપ આ વખતે ન પડતાં સાવ જુદી જ લાગણી થઇ. તેની શરૂઆત આવી હતી— એક ઓરડીમાં કોઇ દુઃખિયું પડયું હતું, તેને તત્ક્ષણ સહાયની જરૂર હતી. કોઇ ભૂખે પીડાતી ડોસી હતી, તે બે દિવસથી કંઇ ખાવા પામી નહોતી.

બનાવ આવો હતોઃ એક મોટું ને ખાલી અનાથાલય હતું ત્યાં એક ડોસી જોવામાં આવી તેને મેં પૂછ્યું કે અહીં કોઇ એવું દુ:ખી જન છે કે જેને ખાવા કંઇ ન મળ્યું હોય? એ ડોસીએ થોડીવાર વિચાર કરીને બે જણનાં નામ કહ્યાં. ત્યાર પછી વળી કંઇક સાંભરી આવ્યુ હોય તેમ બોલી:

"હા હા, જુઓ પેલી બાઇ પડી છે તે" એમ કહી એક બાંકડા ઉપર તે સુતી હતી તે બતાવવા લાગી. "હું ધારૂં છું કે એ બાઇને બાપડીને કંઇ ખાવા નથી મળ્યું."

"એમ હશે? એ કોણ છે?"

"તે ખરાબ સ્ત્રી હતી, પણ હવે કોઇને તેનો ખપ નથી. એટલે તેની પાસે દાણો પાણી લેવાના પૈસા ન મળે. ઘરની માલીક તેના ઉપર દયા કરતી આવી છે, પણ હવે કાઢી મુકવાની છે. એટલું કહી તેણે પેલીને હાંક મારવા માંડી—"અગાસ્યા ઓ અગાસ્યા!"

અમે તે બાંક પાસે ગયા. તેના ઉપર કશુંક ઉંચું થતું દેખાયું. એ અરધાં પળીયાં આવેલી, વીખરાયેલા વાળવાળી કોઈ સ્ત્રી હતી. તેની કાયા હાડપિંજર જેવી હતી, તેના ઉપર મેલાં ફાટેલાં બદન સિવાય કાંઈ નહોતું, ઉંડા ખાડામાંથી તેની આંખ ચમકતી હતી. આંખો ફાડીને તેણે અમારી ભણી જોયું. તેનાં પાંસળાં વાળી છાતી મેલાં ફાટેલાં બદનમાંથી દેખાતી હતી તેને એણે ધ્રુજતે હાથે પાલવ પકડીને ઢાંકી, અને પછી બેબાકળી કર્કશ અવાજે બોલી: "શું છે? શું છે?"

મેં પૂછ્યું, "તમારૂં કેમ ચાલે છે?". લાંબી વાર સુધી મારો સવાલ જ તેના મગજમાં ન ઉતર્યો. અન્તે તે બોલી:

"શી ખબર? જુઓને એ લોકો મને કાઢી મુકે છે." મેં તેને પૂછ્યું–લખતાં મને શરમ આવે છે—મેં પૂછ્યું કે "તમને કંઈ ખાવા મળ્યું નથી એ સાચું છે?" મારી સામું જોયા વગર જ પહેલાંના જેવા જ ગભરાયેલા અવાજથી તે બોલીઃ

" ગઇ કાલે યે કંઇ મળ્યું નથી ને આજ પણ મળ્યું નથી. "

આ બાઇને જોઇને મારા પર અસર થઈ, પણ લ્યાપિંસ્કી હાઉસમાં થયેલી તેવી અસર નહિ. ત્યાં લોકો ઉપર દયા આવીને હું મારી જાતથી લાજવા લાગેલો, જ્યારે અહીં જે વસ્તુની ખોજમાં હું હતો તે ભૂખ્યું માણસ મને છેવટે હાથ લાગ્યું એથી હું ખુશી થયો.

મેં તેને એક રૂબલ આપ્યો, અને મને એ દાન કરતો બીજાઓએ જોયો તેથી હું બહુ રાજી થએલો એમ મને સાંભરે છે. પહેલી ડોસીએ જ્યારે એ જોયું ત્યારે તેણે પણ થોડા પૈસા માગ્યા. પૈસા આપવામાં મને એટલો આનંદ લાગ્યો કે મેં તે બાઈને તરત થોડા પૈસા આપી દીધા, વિચાર પણ કર્યો નહિ કે તે દાનને પાત્ર હતી કે નહિ. તે ડોસી મને બારણા સુધી વળાવવા આવી; બહાર ઓશરીમાં લોકો ઉભેલા તેમણે આ બાઇએ મને આશીર્વાદ આપ્યા તે સાંભળ્યા. દારિદ્ર વિષે મેં જે પૂછપરછ કરેલી તેનાથી લોકોમાં કંઇક આશા પેદા થઈ હતી, તેથી કેટલાક માણસો અમારી પાછળ પાછળ ચાલ્યા. ઓશરીમાં ઉભેલાંઓ થોડા પૈસા આપો કહીને માગવા લાગ્યાં. આ માગણોમાં કેટલાક બંધાણી દારૂડીઆઓ હતા; તેમને જોઈને મારા મનમાં સૂગ થતી હતી. પણ પેલી ડોસીને જો મેં પૈસા આપ્યા તો આ લોકોને યે ના પાડવાનો

મને હક નહોતો, તેથી પૈસા હતા તેટલા મેં વહેંચી દીધા. હું આપતો હતો તે દરમિયાન બીજાઓ આવી પહોંચ્યા, અને આખા લત્તામાં એ વાત ફેલાઈ ગઈ. લોકો દાદર પર અને ગેલેરીઓમાં દેખાવા લાગ્યા ને તેઓ મારી પાછળ આવવા લાગ્યા.

હું નીચે ચોગાનમાં આવ્યો ત્યાં એક છોકરો ટોળામાંથી માર્ગ કાઢતો દાદર પરથી ધડધડાટ ઉતરતો મારી પાસે પહોંચ્યો. તેણે મને દીઠેલો નહિ, તેથી મોટેથી બૂમ પાડી ઉઠયો, "અગાફ્યાને એણે એક રૂબલ આપ્યો છે" દાદર ઉતરીને તે ટોળામાં ભળી ને મારી પાછળ આવવા લાગ્યો. હું રસ્તા પર આવ્યો, દરેક જાતના લોકો પૈસા માગતા મારી પાછળ ચાલતા હતા. મારા ખીસામાં પરચુરણ હતું તે બધું મેં વહેંચી દીધું અને પછી બાજુમાં એક ખુલ્લી દુકાન હતી ત્યાં જઈ એક દસ રૂબલની નોટ વટાવી લીધી. અહીં પણ લ્યાપિંસ્કી હાઉસમાં બનેલું તેવું જ બન્યું. ભયંકર પડાપડી થઈ. ડોસીઓ, સદગૃહસ્થના વર્ગના માણસો, ગામડિયા લોકો, છોકરાંઓ સૌ તે દુકાન પાસે હાથ લંબાવતાં ટોળે મળ્યાં. મેં તેમને પૈસા આપ્યા, કેટલાકને તેમની જીંદગીના વૃત્તાંત પૂછ્યા અને તેમનાં નામ મારી નોંધ પોથીમાં ઉતારી લીધાં. દુકાનદાર ગરમ ડગલો ચડાવીને તેના રૂંછાળા કાઠલામાં ડોકું આમ તેમ ફેરવતો પૂતળા જેવો દુકાનના ખુણામાં બેઠો હતો અને ઘડીમાં ટોળા તરફ તાકતો તો ઘડીમાં મારી તરફ નજર ફેરવતો હતો. બીજા સૌની પેઠે તેને પે લાગતું જણાતું હતું કે આ મુર્ખાઈ છે પણ તેમ કહી શકતો નહોતો. લ્યાપિંસ્કી હાઉસમાં લોકોનાં દારિદ્ર અને અપમાન જોઈને હું ભયભીત થયો હતો, અને એમાં હું અપરાધી

છું એમ મને લાગેલું: મારે સુધરવું જોઈએ એવી એક ઈચ્છા મનમાં ઉદ્દભવેલી અને તે શક્ય લાગેલું. પરંતુ હવે તેવું જ દૃશ્ય જોઈને મારા ઉપર તદન જુદી જ તરેહની અસર થઈ પ્રથમ તો મને ઘેરી વળેલા લોકો પ્રત્યે અણગમાની લાગણી થઈ અને ત્યાર પછી બાજુના દુકાનદારો અને દરવાનો મારે વિષે શું ધારતા હશે એ વિચારે મન અસ્વસ્થ બન્યું.

તે દિવસે ઘેર પછો આવ્યો ત્યારે મને કંઇ ગમતું ન હતું. મને લાગતું હતું કે હું કરૂં છું તે બધું બેવકુફી અને અનીતિથી ભરેલું છે. પરંતુ અન્તરમાં ગોટાળો હોય ત્યારે હમેશાં બને છે તેમ મારા કાર્ય વિષે મેં ખુબ વાતો કરી, કાર્યમાં સફળતા મળવા વિષે જાણે મને લેશપણ શંકા જ હોય નહિ એમ વાતો કરી.

બીજે દિવસે જેમનાં નામ મેં નોંધી લીધાં હતાં તેમાંથી જેઓ બીજા કરતાં વધારે દીન દરિદ્રી હતાં, જેમને બીજા કરતાં વધુ સહેલાઇથી મદદ પહોંચાડી શકાય એમ મેં ધાર્યું તેમનાં નામ નક્કી કરી હું એકલો તેમની તપાસ માટે નીકળી પડયો. મેં કહ્યું છે તેમ તેમાંથી પણ એકને મેં મદદ કરી નહિ. તપાસને પરિણામે મેં જાણ્યું કે હું માનતો હતો તે કરતાં તેમને મદદ કરવી ઘણી અઘરી હતી. મદદ કેમ કરવી એ આવડયું નહિ તેથી કે પછી બીજુ કંઇ થવું અશક્ય જ હશે તેથી મેં મદદ કોઇને પણ કર્યા વગર સૌને ઉલટાં ચીડવી મેલ્યાં. વસ્તી પત્રકનું કામ પૂરૂં થાય તે પહેલાં હું અનેકવાર ઝાનોવ આલયમાં જઇ આવ્યો, અને દર વખત એક સરખો અનુભવ થતો. દર વખત મારી ફરતાં માગણોનાં ટોળાં ભેગાં થઇ જતાં ને તેમની વચ્ચે હું અટવાઇ

જતો. મને એમ લાગતું કે આ લોકોની સંખ્યા એવડી મોટી છે કે હું કંઇ જ કરી નહિ શકું. એટલે તે લોકો એટલા બધા છે તે જોઇ તેમની પ્રત્યે મને તિરસ્કાર થવા લાગ્યો. ઉપરાંત દરેક જણ વ્યક્તિગત મારી મહેરબાની પામતો ન હોતો.

દરેક જણ ખોટું કહેતો હતો, અથવા પૂરૂં સત્ય તો નહોતો જ કહેતો. દરેક જણ મને પૈસાની એક થેલી રૂપે જ દેખતો હતો અને થેલીમાંથી કાઢી શકાય તેટલું કાઢવા માગતો હતો એમ મને લાગ્યું. અનેકવાર મને દેખાતું કે અમુક માણસ મારી પાસેથી પૈસા કઢાવી ગયો તે એ પૈસાથી પોતાની હાલત સુધારવાનો નથી, પણ બગાડવાનો જ છે. આ મકાનમાં હું જેમ જેમ આવતો જતો થયો, એ લોકો જોડે જેમ જેમ હું ભળતો ગયો તેમ તેમ મને સ્પષ્ટ ભાસતું ગયું કે કંઇ જ બનવું શકય નથી. પરન્તુ વસતિ પત્રકની છેલ્લી રાતના ફેરા સુધી હું મારા નિશ્ચિત કાર્યથી ચસ્યો નહિ.

આ છેલ્લા દિવસના ફેરાનું સ્મરણ કરતાં મને સવિશેષ લજ્જા આવે છે. તે પહેલાં હું એકલો જતો, પણ આજે તો ૨૦જણ ભેગા મળીને ગયા. જેઓ તે રાતે મારી સાથે ફરવા માગતા હતા તે બધા સાત વાગતાં મારે ઘેર એકઠા થયા. ઘણાખરા અપરિચિત હતા—વિદ્યાર્થીઓ, એક અમલદાર અને બે મારા વર્ગના ઓળખાણવાળાઓ. આ બે જણે રિવાજ પ્રમાણે સલામી કરીને કહ્યું 'અમને પણ પત્રક ભરનારામાં દાખલ કરવાની મહેરબાની થશે?'

આ ઓળખાણવાળા ભાઇઓ શિકારી જાકીટ અને ઉંચા મુસાફરી બૂટ પહેરીને આવ્યા હતા. આવો પોશાક શિકારે જતી વખતે પહેરવાનો રિવાજ હોય છે. ગરીબોનાં ઘરમાં જતાં પણ એવો જ પોશાક પહેરવો ઠીક છે એવો તેમનો અભિપ્રાય હશે. તેઓ સુંદર નોટબુકો અને રંગબેરંગી જાડી પેન્સીલો લેતા આવ્યા હતા. માણસો શિકાર ખેલવા કે કુસ્તી ખેલવા કે યુદ્ધ ચડવા જતા હોય ને જેવો ઉત્સાહ તેમને હોય તેવો આ ભાઇઓ પણ અનુભવતા હતા અમારી સ્થિતિ આ કાર્યને અંગે કેટલી પોકળ અને જુઠી હતી તે આમના ઉપરથી ચોખ્ખું જોઇ શકાતું હતું, પણ અમે બાકીના બધા પણ તેમના જેવી જ જુઠી સ્થિતિમાં હતા.

નીકળતાં પહેલાં અમે એક ચર્ચા પરિષદ, યુદ્ધ પરિષદના જેવી કરી અને કેવી રીતે શરૂ કરવું, કેવી રીતે વિભાગો પાડી લેવા વગેરે બાબતોનો વિચાર કરી લીધો. આવી પરિષદો, સભાઓ કે સમિતિઓમાં જેવી ચર્ચાઓ થાય છે તેના જેવી આબેહુબ ચર્ચાઓ અમે કરી—એટલે કે દરેક જણ કંઇક બોલે, પોતાની પાસે કંઇ નવું કહેવાનું છે એટલા માટે નહિ, પણ બીજા બોલે ને પોતે પાછળ ન રહી જાય એટલા સારૂ કંઇક ઉપજાવી કાઢીને દરેક જણ બોલે. આ ચર્ચા દરમિયાન જે પરોપકારની મેં વારંવાર વાત કરેલી તેનો કોઇએ ઉચ્ચાર સરખો કર્યો નહિ. મને લાજ આવી છતાં સૌને યાદ આપવાની મને મારી ફરજ લાગી કે પત્રકના કામની સાથે સાથે પરોપકારનું કાર્ય પણ કરવાનું છે. અર્થાત જેટલાં જેટલાં દીન દશામાં જોવામાં આવે તેમની નોંધ કરી લેવાની છે. તેઓ બધા મારૂં કહેવું સાંભળી રહ્યા,

પણ હું ધારું છું મન વગર જ, અને સૌએ મારી વાતને મોંઢાની કબુલ આપી. પરન્તુ એટલું જોઇ શકાતું હતું કે આ કામ બેવકુફી ભરેલું છે, તેમાંથી કંઇ વળવાનું નથી એમ સૌ સમજતા હતા. મારું સાંભળી લઇને તેઓએ બીજી વાતો કરવી શરૂ કરી. અમારે ઉપડવાનો વખત થયો ત્યાં સુધી આ ચર્ચા પરિષદ ચાલી ને પછી અમે પ્રસ્થાન કર્યું.

અમે એ અંધરિયા મકાનમા આવી પહોંચ્યા અને ત્યાંના નોકરોને જગાડીને અમારી નોટબુકો છોડવા વળગ્યા. અમારા આવવાની ખબર સાંભળી લોકો બહાર ચાલ્યા જવા મંડયા છે એવું સાંભળ્યું એટલે અમે ઘરધણીને દરવાજે તાળાં મારવાનું કહી દીધું અને પછી ચોગાનમાં જઇને ચાલ્યા જતા લોકોને સમજાવવા લાગ્યા. અમે તેમને ખાત્રી આપી કે તમારા પરવાનાઓ કોઈ જોવા નહિ માગે. એ ગાભરા બનેલા ત્યાંના ભાડુતોને જોઇને મારા દિલ પર કેવી વિચિત્ર ખિન્નતાની લાગણી થયેલી તે મને યાદ છે. અરધાં નાગાં અને મેલાં ઘેલાં એ લોકો તે અંધારિયા ચોગાનના ઝાંખા દીવાના અજવાળામાં ઝાડ જેવાં લાંબાં દેખાતાં હતાં; બીધેલાં અને બીકને લીધે બિહામણાં એવાં તે લોકો દુર્ગંધ મારતાં જાજરૂની નજીકમાં ટોળે વળીને ઉભાં રહ્યાં. અમે જેટલી ખાત્રીઓ આપતા હતા તે બધી સાંભળી લેતાં હતાં પણ એકેમાં વિશ્વાસ બેસતો નહોતો. જીવ પર આવેલા જનાવરની પેઠે તેઓ અમારી પાસેથી નાસી છુટવા ખાતર ગમે તે કરવાને તૈયાર હોય એવાં જણાતાં હતાં.

હરેક પ્રકારના સદ્‌ગૃહસ્થ લોકો—સીપાઇઓ તરીકે, તપાસનીશ અમલદાર તરીકે અને ન્યાયાધિકારીઓ તરીકે શહેર,

ગામ, માર્ગ, મહોલ્લો જ્યાં મળે ત્યાં તેમને આખી જીંદગી કનડતા આવ્યા છે, તેમાં વળી આ નવા સદ્‌ગૃહસ્થો અચાનક આવીને કેવળ તેમને ગણવાને ખાતર દરવાજા વાસી તેમને પૂરી દે છે. સસલાંઓને એ વાતમાં વિશ્વાસ મેલવો જેટલો મુશ્કેલ તેટલો જ આ લોકોને પણ આ વાતમાં વિશ્વાસ મેલવો મુશ્કેલ હતો. પરન્તુ અમે તો દરવાજાને તાળાં વસાવી દીધાં ને ત્રાસેલાં ભાડુતો પોત પોતાને ઠેકાણે જઇને ભરાઇ ગયાં અને અમે ટોળીઓમાં વહેંચાઇ જઇને અમારે કામે વળગી ગયા.

મારી સાથે બે મારા ઓળખીતાઓ તથા બે વિદ્યાર્થીઓ હતા. અમારી આગળ અંધારામાં વાન્યા ડગલો ને ધોળું પાટલૂન પહેરીને અને હાથમાં ફાનસ ઝાલીને ચાલતો હતો અને અમે લોકો તેની પાછળ જતા હતા. જે લત્તો મને જાણીતો હતો ત્યાં જ અમે ગયા. ત્યાંની ઓરડીઓ અને કેટલાક માણસો પણ મને પરિચિત હતા, પરન્તુ મોટા ભાગનાં માણસો નવાં હતાં; આખો દેખાવ નવો અને ભયાનક જણાતો હતો, લ્યાપિંસ્કી અનાથાલયમાં મેં જોયેલો તેના કરતાં પણ ભયાનક. બધા ખંડો ભરાયેલા હતા, બધા ખાટલા રોકાયેલા હતા, દરેકમાં સાધારણ રીતે બબ્બે જણ હતાં. માણસોની ગીરદીથી તેમ જ સ્ત્રી પુરુષના ભેળસેળથી દેખાવ ભયાનક લાગતો હતો. દારૂમાં તર થયેલી નહોતી તેવી બધી જ સ્ત્રીઓ પુરુષોની સાથે પડેલી હતી. ઘણી બચ્ચાંવાળી સ્ત્રીઓ એ ટુંકા ખાટલાઓમાં અજાણ્યા પુરુષો સાથે પડી હતી. આ લોકોની દીનતા, મલીનતા, અસભ્યતા અને તેમના મ્હોં પરની ભયભીતતા એ બધું અત્યંત બિહામણું

હતું. અને આવી દશામાં આટલાં બધાં માણસો એક સામટાં ભેગાં થયાં હતાં એથી વળી દેખાવ વિશેષ બિહામણો બન્યો હતો. એક ઓરડો, બીજો, ત્રીજો, દસમો ને વીસમો—આવા ને આવા ઓરડાઓનો અન્ત ન મળે. દરેકમાં તે જ દુર્ગંધ, તે જ મલીન વાતાવરણ તે જ ભયભીતતા, તે જ દારૂ પીને લવારો કરતાં સ્ત્રી પુરુષો, તે જ જાતિની ભેળશેળ, દરેકના ચહેરા એક સરખા દીન ને અપરાધી. આ બધું જોયું ને લ્યાપિંસ્કી આલયના જેવો જ હું હેરાન થઇ ગયો, મને દર્દ થયું. અને હું સમજ્યો કે જે કાર્ય મેં ઉઠાવ્યું છે તે ગંદું, બેવકુફીનું અને તેથી અસંભવિત કામ છે. લોકોનાં નામ લખી લેવાં, તેમને પ્રશ્નો પૂછવા મેં બંધ કર્યાં, કારણ કે તેમાંથી કંઇ નિપજવાનું નથી એમ મેં જાણ્યું.

હું ભયંકર વેદના પામ્યો. લ્યાપિંસ્કી હાઉસમાં તો હું, કોઇએ બીજા માણસના અંગ પર કંઇક ગુમડું જોવું હોય તેવો જ હતો. તેને પેલાને જોઇ દુઃખ થાય છે, વ્હેલી તેના પર તેને દયા ન આવી તે માટે તેને દુઃખ છે, અને પીડાતા માણસનો ઉપચાર કરવાની તેને આશા પણ હોય. પરન્તુ આજે તો હું એક વૈદ્યના જેવો બન્યો છું, જે પોતાની વૈદ્યકીય સામગ્રી લઇને દરદી પાસે આવે છે, ગુમડું કાપે છે, તેમાં દવા ભરે છે, પણ દર્દીની સ્થિતિ જોઇ મનમાં તેને કબુલ કરવું પડે છે કે આ બધું કર્યું તે વૃથા છે. તેની બધી વૈદ્યકીય સામગ્રી દર્દીને બિલકુલ આરામ આપી શકે તેમ નથી.

## ૧૧

**આ** ફેરાએ મારી આત્મવંચનાને આખરે ફટકો માર્યો. મને સ્પષ્ટ થઇ ગયું કે મેં ઉપાડેલું કાર્ય માત્ર મુર્ખાઇ ભરેલું જ નહોતું, પણ નિન્દાસ્પદ પણ હતું. પરંતુ આમ સમજવા છતાં મને લાગ્યું કે એમ આખું કાર્ય ફેંકી દઇ નહિ શકાય; કેટલાંક કારણોસર આ કામ ચાલુ રાખવું જોઇએ એમ મને લાગ્યું. પહેલું કારણ એ કે લેખથી, મુલાકાતોથી, અને વચનોથી મેં ગરીબ લોકોમાં આશા ઉભી કરી હતી; બીજું કારણ એ કે તે જ લેખથી તેમ જ સંભાષણથી મેં દાતાઓમાં આ કામ માટે સહાનુભૂતિ ઉત્પન્ન કરી હતી, અને ઘણાઓએ મને અંગત સેવાથી અથવા દ્રવ્યના દાનને રૂપે પોતાનો સહકાર આપવાનાં વચન સુદ્ધાં આપ્યાં હતાં. બન્ને પક્ષો આ સંબંધમાં વિનંતિ કરતા મારી પાસે આવશે એમ માની મેં રાહ જોઇ; તેમની વિનંતિઓના મારે મારી જાણ પ્રમાણે યથાયોગ્ય ઉત્તરો આપવા જ જોઇયે.

દરિદ્રી લોકોની અરજીઓની રાહ હું જોતો હતો તેનું આમ બન્યું; મને સૌથી વધુ પત્રો અને અરજીઓ મળ્યાં; આ બધી અરજીઓના લખનારા જો એક વિચિત્ર શબ્દ પ્રયોગ વાપરૂં તો તવંગર–ગરીબ લોક હતાં. તેમાંથી કેટલાકને હું મળ્યો, ને કેટલાકને જવાબ આપવાના જ અખાડા કર્યા. કોઇની પણ બાબતમાં હું કશું કરી ન શક્યો. બધી અરજીઓ એવા માણસો તરફથી આવી હતી, કે જે એકવાર ભાગ્યશાળી સ્થિતિમાં હતા, (જે સ્થિતિમાં માણસો બીજા પાસેથી વધારે લે પણ બીજાને આપે ઓછું તે સ્થિતિને હું આવું નામ આપું છું.) જેમની એ સ્થિતિ નષ્ટ થઇ છે અને હવે તેને પાછી પ્રાપ્ત કરવા ચાહે છે. એક જણને પોતાનો પડી ભાંગતો ધંધો પગભર કરવા સારૂ તથા છોકરાનું શિક્ષણ પૂરૂં કરવા સારૂ બસો રૂબલ જોઇતા હતા; બીજા એક જણને ફોટોગ્રાફીનો ધંધો કરવા સારૂ અનુકૂળ જગા જોઇતી હતી; એક ત્રીજાને વળી દેવાં ચુકવી તેનાં શિષ્ટ કપડાં પાછાં મેળવવાં હતાં; ચોથાને પીયાનો વગાડતાં થોડું આવડતું હતું તે પૂરૂં શીખી લઇ પછી સંગીત શિક્ષણ વડે કુટુંબનું ભરણપોષણ કરી શકાય તે માટે પીયાનોની જરૂર હતી. મોટા ભાગના અરજદારોએ ચોક્કસ રકમ મુકી નહોતી, તેઓ બાધે ભારે મદદ જ માગતા હતા; પણ તેમને કેટલું જોઇતું હશે તેનો અંદાજ કાઢવા ગયો કે માલુમ પડ્યું કે જેટલી મદદ આપું તેના પ્રમાણમાં તેમની જરૂર વધતી જતી; આપું તેનાથી તેઓ રાજી થતા નહિ ને થઇ શકે પણ નહિ. હું કહું છું કે આવા લોકોને કેમ મદદ કરવી એની મને આવડત નહિ હોય તેથી આમ બનતું હોય એ પણ સંભવે છે; ગમે તેમ હોય, હું

કોઇનું દુઃખ મટાડી શક્યો નહિ, જો કે કેટલાકને મદદ કરવાનો પ્રયત્ન મેં કરેલો.

હવે પરોપકારી સજ્જનોના સહકારની રાહ હું જોઈ રહ્યો હતો તે વિષે તો વિચિત્ર, મેં ધારેલું જ નહિ તેવું બન્યું. જે લોકોએ મને પૈસાનો ફાળો આપવાનું કબુલ કર્યું હતું, અને કેટલી રકમ તેનું નામ પાડયું હતું તેમનામાંથી એકપણ જણે ગરીબ લોકોમાં વહેંચવા સારૂ રૂબલ સરખો પણ આપ્યો નહિ. મને વચનો આપવામાં આવ્યાં હતાં તે પરથી ગણતરી કરૂં તો ત્રણેક હજાર રૂબલનો આંકડો થતો હતો, પરન્તુ એક પણ માણસે અમારી પહેલાની વાતચીતનું સ્મરણ કરી મને એકપણ કોપેક આપ્યો નહિ. જો કોઇએ મને કંઇપણ આપ્યું હોય તો તે વિદ્યાર્થીઓ હતા. વસતિપત્રકના કામને સારૂ તેમને જે કંઈ પૈસા મળ્યા તે તેમણે મને આપી દીધા, ને તે રકમ હું ધારૂં છું ૧૨ રૂબલ થઇ હતી. આમ જ્યાં મારા કાર્યના શ્રીમંત લોકો પાસેથી લાખો રૂબલના ફાળા થયા છે અને તેનાથી સેંકડો ને હજારો લોકોને દારિદ્રને વેશ્યાવૃત્તિમાંથી ઉગારવામાં આવ્યા છે એવા ગુણગાન થવાનાં હતાં તેને ઠેકાણે આટલામાં જ પતી ગયું—થોડી કોડી રૂબલ મેં જેમ આવ્યા તેમ મારી પાસેથી જેમણે પરાણે કઢાવ્યા તેમને વહેંચી માર્યા અને મારી પાસે છેવટે વિદ્યાર્થીઓએ આપેલા ૧૨ રૂબલ તેમ જ સુપરિન્ટેન્ડન્ટ તરીકેની મારી સેવા બદલ સિટી કાઉન્સિલે મને ૨૫ રૂબલ મોકલેલા તેટલા પૈસા શીલક રહ્યા હતા. આ પૈસાનો શી રીતે સદુપયોગ કરવો તે મને સમજાતું નહોતું.

આખા કાર્યનો અંત આવ્યો. હવે હું ગામડે ચાલ્યો જાઉં તે પહેલાં પેલા ૩૭ રૂબલ મારી પાસે શીલકમાં પડયા હતા તેને ઠેકાણે પાડવા—ગરીબોને વહેંચી દેવા માટે એક રવિવારે સવારમાં હું ઝાનોળ હાઉસ ગયો. મારા જાણીતા બાગ બધા હું ફરી વળ્યો. એક માંદો માણસ ત્યાં જોયો તેને હું ધારૂં છું, મેં ૫ રૂબલ આપ્યા. બીજો કોઇ સુપાત્ર ત્યાં જડયો નહિ પણ અહીંના લોકોને જેવો શરૂઆતમાં હું ઓળખતો નહોતો તેવો આજે પણ ઓળખતો નહોતો, તેથી મેં વિચાર કર્યો કે ઘરના માલીક ઇવાન ફેડોટિચની સલાહ લઇને જ વધેલા ૩૨ રૂબલ કોને આપવા તે ઠરાવવું.

બટ્સ્વીકનો આ પહેલો દિવસ હતો, સૌએ સારાં સારાં કપડાં પહેર્યાં હતાં, ખાવાનું પણ ખુબ હતું અને કેટલાંક તો પીને મસ્ત પણ બન્યાં હતા. ચોગાનમાં, ઘરના ખુણા પાસે એક બુઢ્ઢો પણ તંદુરસ્ત માણસ ઉભો હતો. તે ચીંથરાં ભેગાં કરવાનો ધંધો કરતો હતો. તેણે ફાટેલ ખમીસ અને કંતાનના જોડા પહેર્યાં હતા. તેણે પોતાની ટોપલીમાંથી ચીંથરાના ટુકડા જુદા પાડી ચામડાના, લોઢાના કે એવા બીજા ટુકડાઓનો બહાર ઢગલો કર્યો અને સુંદર પહાડી રાગે ગાયન લલકારવા લાગ્યો. હું તેની જોડે વાતે લાગ્યો. તેને સીતેર વરસ થયાં હતાં; તે એકલો હતો; ચીંથરાં ભેગાં કરવાના ધંધાથી તે ગુજરાન ચલાવતો હતો; તેને ફરીયાદ કરવા જેવું તો કંઇ નહોતું જ, ઉલટો તે તો કહેતો હતો કે ઇશ્વર કૃપાથી ખાઉં એટલું છે, અને જરા દારૂનો ટેસ લગાવવો હોય તોએ વાંધો આવે તેમ નથી. મેં પૂછયું, કોઇ બહુ જ ગરીબ અહીં છે? તે ગુસ્સે થઇને બોલ્યો; ગરીબ કોણ હોય, દારૂડિયા ને

હરામહાડકાના લોકો વગર ગરીબ વળી કોણ હોય? પણ જ્યારે તેણે મારો ઉદ્દેશ જાણ્યો ત્યારે જરા પ્યાલી ચડાવવા સારૂ એક નિકલ માગી લીધો અને તે મળ્યો તેવો હોટલમાં દોડી ગયો. પછી હું પોતે હોટલમાં ઇવાન ફેડોટિચ પાસે બચેલા પૈસા વહેંચી લેવા સારૂ તેને આપી દેવાને ગયો. એ હોટલ આખી ચીકાર હતી; બારણે બારણે બનીઠનીને છોકરીઓનાં ટોળાં બેઠાં હતાં; ટેબલ બધાં ભરાઇ ગયાં હતાં; કેટલાક દારૂ પીધેલા અહીં તહીં લથડિયાં ખાતા હતા; એક નાની ઓરડીમાં કોઇક હારમોનીયમ વગાડતું હતું; અને બે જણ નાચતાં હતાં. મારા માનમાં ઇવાન ફેડોટિચે નાચ બંધ રાખવાનો હુકમ કર્યો, અને મારી સાથે એક ખાલી ટેબલ સામે બેઠો. મેં તેને કહ્યું કે તમે તમારા બધા ભાડુતોને ઓળખો એટલે સૌથી દીન દશામાં કોણ છે તે મને બતાવી શકો. એક નાની સરખી રકમ ગરીબગુરબાંઓમાં વહેંચી નાંખવાનો મને હુકમ મળ્યો છે. ભલા સ્વભાવનો ઇવાન ફેડોટિચ (એક વરસ પછી તે મરણ પામ્યો.) પોતાના ધંધામાં રોકાયેલો હોવા છતાં મને મદદ કરવા ખાતર થોડી વાર ધંધો છોડી મારી સાથે રહ્યો. આંખો ઉંડી ઉતારીને તે મહા વિચારમાં પડ્યો અને મનમાં કેટલો મુંઝાતો હતો તે જોઇ શકાતું હતું. એક ઊમરલાયક નોકરે અમારી વાત સાંભળેલી તેથી તે ચર્ચામાં સામેલ થયો.

તેઓ કેટલા યે માણસોનાં નામ યાદ કરી કરીને તેમની સમાલોચના કરી ગયા, તેમાંના કેટલાકને હું પણ ઓળખતો હતો, પણ અમે કોઇને છેવટને માટે પાસ કરી શકયા નહિ.

"પરમોનોના," નોકરે દરખાસ્ત કરી.

"હા, એ ઠીક છે. ઘણી વાર ભૂખી પડી રહે છે: વારૂ, એ તો દારૂ બહુ પી નાંખે છે..

"એમાં શું થઇ ગયું? તો પણ—"

"ઠીક ત્યારે સ્પિન્દન ઇવાનોવિચ—તેને ટોળું એક છોકરાં છે. એ જ એ જ."

પણ ઇવાન ફેડોટિચને સ્પિન્દન ઇવાનોવિચ સંબંધે કંઇક વાંધો હતો.

"ત્યારે અકુલીના? તેને તો પૈસા મળે છે. હં, પેલો આંધળો છે ને."

આંધળા વિરુદ્ધ તો મારે વાંધો હતો. તેને મેં હમણાં જ જોયો હતો. એંસી વરસની એ ડોસાની અવસ્થા છે, સગું કે વહાલું કોઇ ન મળે. એના કરતાં વધારે દુઃખીયો ન જ મળે એમ કોઈ પણ કલ્પના કરે. પણ મેં તેને થોડી જ વાર પહેલાં જોયો હતો. પીંછાના મોટા ગાદલા પર તે સુતો હતો ને પીધેલો હતો. તેણે મને દીઠેલો નહિ તેથી તેની પ્રમાણમાં નાની ઉમરની સ્ત્રી પાસે હતી તેને કાનમાં કીડા ખરે એવી ગંદી ગાળો આપતો હતો.

ત્યાર પછી તે લોકોએ એક હાથ વગરના છોકરાનું ને તેની માનું નામ લીધું. મેં જોયું કે ઇવાન ફેડોટિચ પોતાની પ્રમાણિકતાથી બહુ મુંઝાતો હતો, કારણ તે જાણતો હતો કે ચાહે તેને આપવામાં આવશે, પણ આખરે તો તેની હોટેલના ગલ્લામાં જ તે પૈસા આવવાના છે. પણ મારે જ્યાં ત્યાંથી ૩૨ રૂબલને કાઢવા હતા, તેથી મેં વાત છોડી નહિ ને છેવટે હા ના હા ના કરતાં બધા પૈસા માટે અમે પાત્રો શોધી લીધાં. જેમને પૈસા મળ્યા તેઓ સામાન્યપણે સારાં કપડાં

પહેરેલાં હતાં; તેમ તેમને શોધવા બહુ ભટકવું પણ ન પડયું, તેઓ એ હોટેલમાં કયાંક એટલામાં જ હતાં. પેલો હાથ વગરનો છોકરો ચમ ચમ કરતાં બૂટ, લાલ ડગલો ને જાકીટ સજીને આવેલો.

આ રીતે મારી આખી પરોપકારની પ્રવૃત્તિ ખલાસ થઇ. બીજાઓ પર ધુંઆં પુઆં થતો હું મારે ગામડે ચાલ્યો ગયો; જ્યારે જ્યારે હું પોતે કંઇ બેવકુફીનું કે ખૂરૂં કામ કરી બેસું છું ત્યારે લગભગ હમેશાં એમ બીજાઓ પર જ ચીડ ઉતારૂં છું. મારી પરોપકાર પ્રવૃત્તિ શૂન્યમાં પરિણમી અને સમૂળગી બંધ થઇ ગઇ, પરન્તુ જે વિચાર અને લાગણીઓનો ધોધ તે પ્રવૃત્તિએ મારા મનની અંદર પ્રગટાવ્યો હતો તે બંધ નહોતો થયોઃ મારૂં એ આંતરિક કાર્ય તો દ્વિગુણિત વેગ સાથે ચાલ્યું.

## ૧૨

ત્યારે આટલે સુધીમાં શું બન્યું તે જોઇયે.

હું ગામડામાં રહેલો, એટલે ગામડાંના ગરીબો સાથે મારે સંબંધ થયેલો. નમ્રતાને લીધે નહિ—કારણ તે તો અભિમાન કરતાં યે બૂરી ચીજ છે, પણ મારા વિચારો અને લાગણીઓની પરંપરા સમજાય તે માટે સત્ય કહેવું આવશ્યક છે તેથી હું કહું છું કે ગામડાંમાં મેં ગરીબો માટે બહુ થોડું કર્યું છે; પરન્તુ મારી પાસે ગરીબો તરફથી મદદની માગણીઓ આવતી તે જ એટલી નજીવી હતી કે જે થોડું ઘણું હું કરતો તે મારી આસપાસના લોકોમાં પ્રેમ અને સમાનતાનું વાતાવરણ પેદા કરતું, અને મારા દિલને મારા જીવનમાં રહેલું ગેરવાજબી પણું સાલ્યા કરતું તેમાં એ વાતાવરણને લીધે કંઇક શાન્તિ મળવી શકય થતી. શહેરમાં રહેવા ગયો ત્યારે પણ આ જ રીતે રહેવાશે એવી અપેક્ષા હતી. પરન્તુ ત્યાં તો તદ્દન જુદા જ પ્રકારની ગરીબાઇના સંબન્ધમાં આવ્યો.

શહેરની ગરીબાઇમાં સત્ય ઓછું અને બળજોરી, નિર્દયતા ગામડાં કરતાં વિશેષ. તે ઉપરાંત, બધી ગરીબાઇ એક જ સ્થળમાં એકત્રિત થયેલી એટલે મારા ઉપર તેની મહા ભયાનક છાયા પડી રહી. લ્યાપિંસ્કી આશ્રમમાં પહેલી ક્ષણે મારા પર એવી છાપ પડી કે મારૂં જીવન કેવળ ભયંકર છે એમ મને લાગ્યું. એ લાગણી સારી અને બળવાન હતી. પણ ગમે તેટલી સાચી અને બળવાન હોવા છતાં તે લાગણી મારા જીવનમાં જે પરિવર્તન માગતી હતી તેના વિચારથી હું હરેરી ગયો. હું પ્રથમ એટલો પોચા મનનો હતો; કંઇક મધ્યમ માર્ગ કાઢવાને તત્પર હતો; લોકો મને કહેતા તે અને દુનીયાના આદિકાળથી હરેક જણ જે કહેતો આવ્યો છે તે વાત મેં માની લીધી; વાત એ કે ધન કે સુખમાં કંઇ જ બૂરાઇ નથી, તે ઇશ્વરની જ ભેટ છે, ગરીબોને મદદ કરવી અને છતાં પોતે ધનના ઉપભોગનું જીવન ગુજારવું એ શકય છે. એ વાત માની લઇને તે અનુસાર આચાર રાખવાનો મારો વિચાર હતો.

મેં એક લેખ લખી કાઢયો અને તેમાં સર્વ શ્રીમન્ત લોકોને યથા શક્તિ મદદ આપવાની વિનંતિ કરી. સર્વ શ્રીમન્ત લોકોએ કબૂલ કર્યું કે મારી સાથે આ બાબતમાં સહમત થવાની તેમની નૈતિક ફરજ હતી, પરન્તુ ગરીબોને અર્થે કંઇ કરવાની કે આપવાની તેમની ઇચ્છા નહોતી અથવા શક્ત નહોતી. હું ગરીબ લોકોને તેમનાં ઘરમાં મળવા લાગ્યો અને મેં કદિ ધારેલું નહિ તેવું જોયું. જેને હું અંધારી કોટડીઓ કહેતો તેવાં ઘરોમાં મેં જે માણસો જોયાં તેમને મદદ કરવાને હું અસમર્થ હતો તેનું એક કારણ એ—તે એવાં હતાં કે મને

લાગ્યું: આમને મદદ કરનાર હું કોણ? કારણ કે તેઓ મહેનતુ લોક હતાં, કામ કરવાનો અને દુઃખ ખમી લેવાનો તેમને અભ્યાસ હતો; આમ તેઓના જીવનની ભૂમિકા મારા કરતાં ક્યાંએ ચડીયાતી હતી. બીજાં દુઃખીયાંઓ ત્યાં જોયાં તેમને મદદ કરવાને પણ હું અસમર્થ હતો, કારણ કે તેઓ મારા જેવા જ પ્રકારનાં માણસો હતાં. જે દુઃખીયાંઓ મેં ત્યાં જોયાં તેમનો મોટો ભાગ એવી દુઃખી દશામાં એટલા જ કારણે હતો કે તેઓ મહેનત કરીને રોટલો રળવાની શક્તિ, ઇચ્છા અને આદત ગુમાવી બેઠો હતો, અર્થાત જેવો હું છું તેવા જ તેઓ બન્યા તે વાંકે જ તેમની એવી દીન દશા હતી.

જેમને તરત મદદ પહોંચાડી શકું એવાં દુખીયાંઓ—માંદાં, ટાઢે ઠરતાં કે ભૂખે પિડાતાં—એવામાં તો એક ભૂખે રીબાતી અગાફ્યા સિવાય કોઈ જ મને ન મળ્યું. મેં ખાત્રી કરી લીધી કે જેઓને સહાય કરવા મારી ઇચ્છા છે તેઓના જીવનથી જ્યાં સુધી હું વેગળો રહું છું ત્યાં સુધી તેવાં દુઃખીયાંઓ ખોળી કાઢવાં એ લગભગ મારે માટે અશક્ય છે, કારણ કે કોઇને સાચી ભીડ હોય તે તો તેઓ અંદર અંદરથી જ ભાંગી લે છે; અને સૌથી મોટી વાત તો એ છે કે આ લોકો જે ભ્રષ્ટ જીવન ગુજારી રહ્યાં છે તેને પૈસાની મદદથી હું પલટી શકું નહિ. આ બધી વાતની મને ખાત્રી થઇ ગઇ હતી, પરન્તુ ખોટી શરમથી ઉપાડેલું કાર્ય છોડી દેવાની હિંમત મેં ન કરી; ભારે પરોપકાર વૃત્તિવાળો છું એમ મનને મનાવી લીધું અને કાર્ય આપોઆપ અન્તે શૂન્યતાને પામ્યું ત્યાં સુધી, અને મહા મુશ્કેલીએ,

યુવાન ફ્રિડેરિચની મદદથી પેલા ૩૭ રૂબલ જેને હું મારા નહોતો ગણતો તે ઝાનોવ હાઉસના હોટેલમાં ઠેકાણે પાડયા ત્યાં સુધી કાર્ય જેમતેમ કેટલીકવાર સુધી હાંકયે રાખ્યું.

હા, ધારત તો આ કામ આગળ ચલાવી શકત અને ધર્મકાર્યનું સ્વરૂપ પણ તેને આપી શકત; ધારત તો જે લોકોએ પૈસાના વચન આપેલાં તેમની પાસેથી તેટલા પૈસા કઢાવી શકત; ધારત તો વધારે પૈસા પણ ભેગા કરી શકત; તે પૈસા વહેંચી નાંખીને મારા પોતાના ભલમણુથી ચિત્તનું સમાધાન કરી શકત; પરંતુ મને માલુમ પડયું કે અમારી ધનિક લોકોની પોતાના ધનનો થોડો ભાગ ગરીબોને આપવાની વૃત્તિ જ નથી, અને આપી શકીયે તેમ પણ નથી (અમારી પોતાની જરૂરીયાતો એટલી બધી છે), અને બીજું, મેં ઝાનોવ હાઉસમાં પૈસા વેરી નાખ્યા તેમ વેરવા ન હોય પણ લોકોનું ખરેખર ભલું જ કરવાની અમારી ઇચ્છા હોય તો પૈસા આપીએ એવા માણસો જ નથી. એટલે આખરે મેં બધું કાર્ય સંકેલી લીધું અને હૃદયમાં વિષાદ ભર્યો ગામડે ચાલ્યો ગયો.

ગામડામાં જઇને એક લેખ લખી તેમાં મારો બધો અનુભવ, મારૂં કાર્ય કેમ ભાંગી પડયું તે દર્શાવવાનો મારો વિચાર હતો. વસતિપત્રક ઉપર જે લેખ મેં લખેલો તેના ઉપર ઢગલાબંધ રોષભર્યા આક્ષેપો થયા હતા તે બાબતમાં પણ હું મારી બાજુની તર્કશુદ્ધતા સિદ્ધ કરી બતાવવા માગતો હતો. એ લેખની પાછળ કેટલો બધો શ્રમ કર્યો, કેટલી બધી સામગ્રી પણ તૈયાર હતી, છતાં લખતી વખતની મારા ચિત્તની અવસ્થા આ વખતે અતિશય ક્ષુબ્ધ હતી.

વળી જે છાપ મારા ઉપર પડી હતી તે એટલી તાજી હતી કે તેનાથી નિરાળો રહીને હું વિષયને સીધો ન્યાય આપી શકું તેવી સ્થિતિ ન હતી, તેમજ સૌથી સરળ કારણ, મારી પોતાની જ અંદર જે કારણનું મૂળ રહેલું હતું તે એ કે આ બધી દીન દશાનું કારણ સ્પષ્ટ, સરળ રૂપમાં હજુ હું સમજી શકયો ન હતો. આ બધાં કારણોને લીધે લેખ મારાથી જરાયે આગળ ચલાવી શકાયો નહિં, અને આ વર્ષ સુધી તે તેમને તેમ પડયો રહ્યો.

ભૂસ્તરવિદ્યા, ખગોળવિદ્યા, ઇતિહાસ, પદાર્થવિદ્યા, ગણિતવિદ્યા—એમાંથી મને આવડતી હોય તેવી કંઇક વાત હું કોઇને કહું તો તે તેમાંથી કંઇક નવું જ્ઞાન પામશે અને કદાપિ એવું નહિ કહેઃ " એમાં તે શું નવું છે? એ તો સૌ કોઇ જાણે છે, હું પણ કે દીનો જાણતો હતો," પણ એકાદ મહાન નૈતિક સિદ્ધાન્ત, અત્યંત સ્પષ્ટ અને સૂત્રરૂપે, પૂર્વે કદિ પ્રગટ નહિ થયેલો એવી રીતે કોઇની આગળ પ્રગટ કરી જુઓ. સાધારણ માણસ, વિશેષતઃ જો તેને આવા નૈતિક પ્રશ્નોમાં બહુ રસ નહિ હોય, અથવા ખાસ કરીને જો તમારો કહેલો સિદ્ધાન્ત તેના આચરણ પર પ્રહાર કરનારો હોય, તો તે તરત બોલી ઉઠશે, "ઓહો, આ કોણ નથી જાણતું? આ તો જૂની જ કથા છે, અનાદિ કાળથી કહેવાઇ ગયું છે." તેને ખરેખર જ એમ લાગે છે કે તે સિદ્ધાન્ત જૂના કાળમાં કહેવાઈ ચૂકયો છે—અને બરાબર આવા જ રૂપમાં. નૈતિક સિદ્ધાન્તોની જેમને પારખ છે, કિંમત છે, તેઓ જાણે છે કે તે કેટલા મોંઘા ને મૂલ્યવાન છે, કેટલા દીર્ઘ શ્રમથી માણસ કોઈ પણ નૈતિક સિદ્ધાન્તને સરળ અને વિશદ રૂપમાં પ્રાપ્ત કરી શકે છે, ઝાંખાં

અનિશ્ચિત રૂપવાળાં અનુમાન અને ઇચ્છામાંથી, અનિશ્ચિત, અસ્થિર મૂર્તિમાંથી કેવી મહેનતે સ્થિર અને નિશ્ચિત સ્વરૂપે તે પ્રગટે છે, જે સ્વરૂપ પ્રગટ થતાં તદનુસાર ક્રિયા અનિવાર્યપણે જન્મ પામે છે. આપણને સૌને એવું ધારી લેવાની ટેવ પડી છે કે નૈતિક શિક્ષણ એ કંઇક ભારે હલકું અને કંટાળાભર્યું કામ છે, તેમાં નવું કે રસ પડે તેવું કંઇ જ નથી; ખરૂં જોતાં અનેકવિધ પ્રવૃત્તિઓ સહિતનું આપણું માનવ જીવન—રાજકારણ, વિજ્ઞાન, કલા ઇત્યાદિ વિવિધ ક્ષેત્રોમાં ચાલતી એ પ્રવૃત્તિઓ, નીતિથી સ્વતંત્ર હોય એમ ભાસે છે છતાં તેનો આ સિવાય બીજો કોઇ ઉદ્દેશ જ નથી કે નૈતિક સત્યોને પ્રતિદિન વધારે ને વધારે વિષદ કરવાં, પાકાં કરવાં, સરળ કરવાં, અનુભવગમ્ય કરવાં.

મને યાદ છે કે એક દિવસ હું મૉસ્કોના કોઈક રસ્તા પરથી જતો હતો ત્યાં એક માણસને બાજુની દુકાનમાંથી ઉતરીને રસ્તા પરના પથરાઓ તપાસતો જોયો. પછી તેણે તેમાંથી એક પથ્થર પસંદ કરી તેના પર બેસી (મારા સમજવા પ્રમાણે) ખૂબ જોરથી ને મહેનતથી તેને ઘસવા લાગ્યો.

મેં વિચાર્યું, "આ રસ્તાના પથરાને શું કરતો હશે?" હું તેની નજીક આવ્યો ત્યારે તે શું કરતો હતો તે મેં જોયું. તે કસાઈની દુકાનનો માણસ હતો; તે રસ્તા પરના પથ્થર પર છરીની ધાર કાઢતો હતો. જ્યારે તે પથરાઓની તપાસ કરતો હતો ત્યારે તેના મનમાં પથ્થરનો ખ્યાલ નહોતો. ધાર કાઢતી વખતે તો તેનો ખ્યાલ શેનો જ હોય?— છરીને ધાર કાઢવાનો જ વિચાર તેના મગજમાં હતો. ઘાસ કાપી શકાય

એટલા વાસ્તે તેને જ્યાં ત્યાં છરી ઘસવી હતી; પણ મેં ધારી લીધું કે તે પથરાને કંઈક કરી રહ્યો છે.

તે જ પ્રમાણે માણસજાત વેપાર, યુદ્ધ, સુલેહ, વિજ્ઞાન, કળા એ બધા કાર્યોમાં ગુલતાન હોય એમ ભાસે છે; પરંતુ માણસજાતને ખરૂં મહત્ત્વનું એવું તો એક જ કાર્ય છે, અને તેજ કાર્ય તે કરે છે. જે નૈતિક સિદ્ધાન્તો વડે પોતે જીવે તેમનો સાક્ષાત્કાર કરવો એ તે કાર્ય. નૈતિક સિદ્ધાન્તો પરાપૂર્વથી અસ્તિત્વ ધરાવતા આવે છે, માણસજાત માત્ર પોતાના લાભની ખાતર તેમને વિષદ કરી લે છે; જેને નૈતિક સિદ્ધાન્તની ગરજ નથી, જેને તેને અનુસાર જીવન ગોઠવવું નથી, તેને આ વિષદીકરણ મહત્ત્વ વગરનું, નકામું લાગે છે; પરન્તુ નૈતિક સિદ્ધાન્તનું આ વિષદીકરણ આખી માનવજાતિનું મુખ્ય કર્મ છે એટલું જ નહિ તેનું એક માત્ર કર્મ છે. બૂઠી અને તેજ છરી વચ્ચેના અન્તરના જેવું જ આ વિષદીકરણ પણ અદૃશ્ય છે. છરી એટલે છરી, જેને તેના વડે કાપવાનું નથી તેને બૂઠી છરી અને તેજ છરીનો ભેદ ગમ્ય નથી; પરન્તુ જે સમજ્યો છે કે છરી જેમ વધારે કે ઓછી બૂઠી યા તો તેજ હશે તેના ઉપર તેના આખા જીવનનો આધાર રહેલો છે, તેને માટે તેનું પ્રત્યેક ઘર્ષણ મહત્ત્વનું છે, તે જાણે છે કે છરીને આમ ધાર કાઢવાનો અન્ત હોય જ નહિ, તે જાણે છે કે છરી એ ત્યારે જ છરી છે, જ્યારે તે તેજ હોય, જ્યારે કાપવાની વસ્તુ હોય તેને કાપતી હોય.

હું લેખ લખવા બેઠો ત્યારે મારૂં પણ આવું જ બન્યું. ક્યારકી હાઉસ અને વસતિપત્રકની છાપથી મારા મનમાં જે

પ્રશ્નો જાગૃત થયેલા તે સંબંધી હું બધું જાણું છું, સમજું છું એમ મને ભાસેલું; પણ જ્યારે એ પ્રશ્નોને મારા મનમાં સ્પષ્ટ કરવાનો યત્ન કરવા ગયો ત્યાં માલમ પડ્યું કે આ તો બૂઠી છરી છે, છરીની ધાર કાઢવી પડશે. આજે એ ત્રણ વર્ષ પછી, મને કંઇક એમ લાગે છે કે મારે કાપવું છે તે કાપી શકાય એવી મારી છરીની ધાર થઇ છે; નવું હોય એવું તો મેં જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી. મારા સર્વ વિચારો જેવા હતા તેવા જ છે, પણ પહેલાં તે વધારે ઝાંખા હતા, વધારે ઝડપથી ઉડી જતા હતા, બધાનો એક રાગ જામતો નહોતો; એ વિચારોમાં વીર્ય નહોતું; એ વિચારો અત્યન્ત સરળ અને અત્યન્ત સ્વચ્છ નિશ્ચયને આજે જેવો આપી શકે છે તેવો જન્મ આપવાને સમર્થ નહોતા.

## ૧૩

મને યાદ છે કે દારિદ્ર શહેરી લોકોને સહાય કરવાના મારા નિષ્ફળ અખતરા દરમિયાન આખો જ વખત મને એમ જ લાગ્યા કરતું કે હું પોતે જાણે કાદવની જમીન પર ઉભો હોઉં અને ત્યાંથી કોઇ બીજા કાદવમાં ખૂંચી ગયેલા માણસને ખેંચી કાઢવા માગતો હોઉં. તેને કાઢવાને દરેક આંચકો મારૂં, તેની સાથે મારા પોતાના ઉભા રહેવાની જમીન કેટલી બીનસલામત છે તેનું મને ભાન થતું. મને એમ લાગ્યું ખરૂં કે હું કાદવ ઉપર ઉભેલો છું; પણ એ જ્ઞાનથી શાણા બનીને મેં મારા પોતાના પગ તળેની જમીન કેવી છે તે જાણવા સારૂ એ જમીનની પરીક્ષા કરી નહિ, બધા દુઃખનું કારણ મારાથી બહાર રહેલું છે એમ માનીને બધો વખત દુઃખના નિવારણ અર્થે હું બાહ્ય મદદ તરફ જ તાકી રહ્યો.

તે વખતે મને એવું લાગ્યું કે મારૂં જીવન ખરાબ છે, એ પ્રમાણે જીવવું એ અસંભવિત છે. પરન્તુ મારૂં જીવન ખરાબ છે અને આમ જીવવું અસંભવિત છે એ હકીકત પરથી મેં સાદો ને સીધો સિદ્ધાન્ત નીકળે છે તે ન કાઢયો, કે મારૂં પોતાનું જીવન સુધારીને મારે વધારે સારૂં જીવન ગાળવું જરૂરનું છે. ઉલટો મેં તો તેમાંથી એવો વિચિત્ર સિદ્ધાન્ત જ કાઢયો કે હું પોતે વધારે સારી રીતે જીવી શકું એટલા ખાતર મારે બીજાઓનાં જીવનને નિર્દોષ કરવાં આવશ્યક છે, એટલે પછી મેં બીજાઓનાં જીવન નિર્દોષ બનાવવાનું કામ આરંભ્યું. હું પોતે શહેરમાં વસતો હતો એટલે શહેરવાસીઓનાં જીવન સુધારવા માગતો હતો, પણ એ કામ માટે હું અસમર્થ છું, એવી થોડા જ વખતમાં મારી ખાત્રી થઇ ગઇ ને હું શહેરી જીવનની અને શહેરી ગરીબાઇની ખાસિયતો પર વિચાર કરવા લાગ્યો.

"આ શહેરી જીવન અને આ શહેરી ગરીબાઇ એ શી ચીજ હશે? શહેરમાં રહેતો છતાં હું શહેરી ગરીબ લોકોને કાં મદદ ન કરી શકું?" મેં મનમાં સવાલ કર્યો. મનમાંથી જવાબ મળ્યો કે તેમના માટે હું કંઇ કરી ન શકું, કારણ પહેલું એ કે એક જગાઆમાં અનેક એવા લોકો ભેગા થયેલા હોય છે, અને બીજું એ કે આ શહેરી ગરીબલોકો ગામડાં ના ગરીબ લોકો કરતાં જુદી જ જાતના હોય છે. આ લોકો કેમ ભેગા થયા હશે? અને ગામડાંના ગરીબ લોકોથી શામાં આ લોકો જુદા પડતા હશે? આ બન્ને પ્રશ્નોનો એક ઉત્તર હતો. અહીં એ લોક આટલા બધા એકઠા થયા છે તેનું કારણ એ કે ગામડામાં ગુજરાનનું સાધન કંઇ ન રહ્યું

હોય તેવા બધા અહીં આવીને શહેરના ધનિકો ફરતા વીંટળાઇને રહે છે, એ બધાયની એક વિશેષતા એ છે કે તે બધા પોતાના ગામડાંઓ છોડીછોડીને ગુજરાન મેળવવા સારૂ શહેરમાં ભરાયેલા લોકો હતા. (જો કોઇ એવા શહેરી ગરીબો હોય જેઓ શહેરમાં જ જન્મેલા હોય, જેમના બાપ ને બાપદાદાઓ શહેરમાં જન્મેલા હોય, તો એ તેમના બાપ ને બાપદાદા જૂના કાળમાં ગુજરાન મેળવવા શહેરમાં આવ્યા હશે.)

'શહેરમાં ગુજરાન મેળવવું' એ વચનનો શો અર્થ? 'શહેરમાં ગુજરાન મેળવવું' એ શબ્દોમાં જો જરા ઊંડો વિચાર કરીએ તો કંઇક વિચિત્રતા દેખાશે. શું? આ લોકો ગામડાંઓ છોડીને— જે સ્થાનોમાં જંગલો છે, ખેતરો છે, અનાજ છે, ઢોર છે, જે સ્થાનોમાં ભૂમિનું સમસ્ત ધન છે તે છોડી ને આ લોકો ગુજરાન મેળવવા સારૂ શહેરમાં જાય છે, કે જ્યાં ઝાડ ન મળે કે ઘાસ ન મળે કે પૂરી જમીન પણ ન મળે, જ્યાં કેવળ ધૂળ ને પથરા જ ભર્યા છે! 'શહેરમાં ગુજરાન મેળવવું' એ શબ્દો ગુજરાન મેળવનારાઓ અને તેમનાં પેટ ભરનારાઓ તદન સ્પષ્ટ ને બુદ્ધિગમ્ય ગણીને હરહમેશ વાપરે છે, તેનો ભાવ શો છે?

સેંકડો ને હજારો શહેરીઓ,— સુખમાં રહેનારા તેમજ તંગીમાં રહેનારા બંને— બન્નેની સાથે તેમના શહેરમાં આવવા બાબતમાં વાતચીતનો પ્રસંગ પડેલો, અને મને યાદ છે કે એ સર્વેએ અપવાદ સિવાય અમને કહેલું કે અમે ગામડાંમાંથી અહીં ગુજરાન મેળવવા આવ્યા છીએ; મૉસ્કોમાં ખેતીવાડી નથી છતાં અહીં ઢગલા ધન છે; મૉસ્કોમાં જે જોઇએ તે મુબલક

છે એટલે ગામડાંના પ્રથમ અગત્યના પદાર્થો જેવા કે ખાવાનું, ઘર, હળ, ઘોડો. તેને માટે જરૂરી પૈસા મૉસ્કોમાંથી મેળવી શકીએ તેમ છે. પરન્તુ સર્વ ધનનું મૂળ ગામડાંમાં જ છે,— ત્યાં જ સાચું ધન મળી શકે,— ખાવાનું, જંગલો, ઘોડા વિગેરે બધું જ. ત્યારે જે ગામડામાં છે તે મેળવવા સારૂ શહેરમાં શા માટે જવું? અને સૌથી મોટો સવાલ એ છે કે ગામડાંમાંથી એવી ચીજો શા માટે શહેરભેગી કરવી કે જેનો ગામડાંની વસ્તીને ખપ— છે આટો, જવ, ઘોડા, ઢોર?

મેં સેંકડો વાર શહેરોમાં વસતા ગ્રામવાસીઓ સાથે વાત કરી છે; તેમની સાથેની વાતચીત પરથી તેમજ મારા પોતાના અવલોકન પરથી મને સ્પષ્ટ થઇ ગયું છે કે ગામડાંની વસ્તિ શહેરોમાં ભરાય એ કેટલેક અંશે ફરજીયાત છે, કારણ કે તે સિવાય એ લોકોને ગુજરાનનું બીજું સાધન નથી; કેટલેક અંશે ફરજીયાત છે, કારણ કે શહેરની લાલચો તેમને ત્યાં આકર્ષે છે. ગ્રામવાસીઓને માથે ગામડાઓમાં જે ખરચાઓ આવી પડે છે તેને પહોંચી વળવા માટે પોતાના દાણા અને ઢોર, એ જાણતો હોય છે કે એના વિના તેનું ગાડું ચાલવાનું નથી, તેમ છતાં, તેને વેચી માર્યા વગર તેનો છૂટકો નથી થતો, એટલે પછી આ દાણા ને ઢોર છોડાવવા ખાતર, પોતાને ગમતું નહિ હોય છતાં તેને શહેરનો રસ્તો લેવો પડે છે. ગ્રામવાસીઓની દશા આવી હોય છે. તે સાચું છે પણ એ પણ સાચું છે કે શહેરની પ્રમાણમાં ઓછી મહેનતની કમાણી અને મોજશોખથી તે શહેરભણી આકર્ષાય છે, શહેરમાં ગુજરાન મેળવવાના મિષ નીચે ઓછી મહેનત કરવી પડે, સારૂં ખાવાનું મળે, દહાડામાં ત્રણવાર ચહા

પીવા મળે, ફુલફુલાં લુગડાં પહેરીને મહાલવા અને દારૂનો પણ ટેસ લગાવવા મળે— આવી સ્વચ્છંદી જીંદગી ગુજારવા મળે એટલા ખાતર તે શહેરમાં જાય છે.

બન્નેનું કારણ એ જ છે: ધન ઉત્પાદકોના હાથમાંથી અનુત્પાદકોના હાથમાં ખેંચાઇ જાય છે, અને શહેરોમાં બધું ધન એકઠું થાય છે એ. શિયાળો આવે છે ત્યારે તો ખરેખર ગામડું ધનથી છલકાય છે; પણ તરત તરેહવાર ખરચો આવીને ઉભાં રહે છે,—મહેસૂલ, લશ્કરી કર, ભાડાં, તરેહતરેહવાર મોહ પણ હાજર થાય છે,—વોડકા (દારૂ) લગ્નના વરઘોડા, વાર તહેવારો, ગામોગામ જાતજાતની ચીજો લઇને ફરનારા ફેરીઆઓ ઇત્યાદિ. આમ એક રસ્તે કે બીજે રસ્તે આ સઘળું ધન—ઘેટાં, વાછરડા, ગાય, ઘોડા, કુક્કર, મરઘાં, ઇંડાં, માખણ, શણ, કપાસ, જવ, ઘઉં, કઠોળ, શણ અને કપાસના બીજ એવાં વિધવિધરૂપે કોઇ અજાણ્યા માણસોના હાથમાં ચાલ્યું જાય છે, જે તેને શહેરોમાં અને શહેરોમાંથી રાજધાનીઓમાં લઇ જઇને ઠાલવે છે. ગ્રામ વાસી ને બીચારાને આવી પડેલા ખરચોને પહોંચી વળવા ખાતર, અને તેને ફસાવનારી લાલચોને વશ થઇને આ બધું આપી દેવું પડે છે, પોતાનું સર્વ ધન આપી દીધા પછી પણ બીચારાને માથે થોડું રહી જાય છે; પછી જ્યાં તેનું એ બધું ધન ખેંચી જવામાં આવ્યું ત્યાં જવાની ફરજ પડે છે; ત્યાં અંશતઃ તે ગામડાંની મુખ્ય મુખ્ય જરૂરિયાતો પૂરતો પૈસો પાછો મેળવવાનો પ્રયત્ન કરે છે, શહેરના મોહોમાં તણાઇ જઈને બીજાઓની સાથે ત્યાંના એકત્રિક થયેલા ધનનો ઉપયોગ કરે છે.

આખા રશિયામાં, અને હું ધારૂં છું એકલા રશિયામાં જ નહિ પણ આખી દુનિયામાં સર્વત્ર તેમજ બને છે. ગામડાંની વસ્તિનું ધન વેપારી, જમીનદાર, અમલદાર, કારખાનદાર—એ લોકોના હાથમાં સરી જાય છે, અને જે લોકો એ ધન પ્રાપ્ત કરે છે તેઓ તેનો ઉપભોગ કરવા માગે છે; પરન્તુ પૂરો ઉપભોગ કરવો હોય તો તો શહેરમાં જ વસવું જોઇએ. ગામડાંમાં પહેલી વાત તો એ કે બધું ઓછું હોવાને લીધે તવંગર લોકોની બધી જરૂરિયાતો તૃપ્ત કરવી અશક્ય છે; ત્યાં તેમને ન મળે બજાર કે બૅન્કો, કે હોટેલો કે નાટ્યશાળાઓ, કોઇ જાતના રંગરાગના મેળાવડાઓ ન મળે. બીજી વાત એ કે ધનથી મળતો જે મોટામાં મોટો ઉપભોગ—અભિમાન, બીજાઓને ચકિત કરવાની, બીજાઓથી સવાયા દેખાવાની તૃષ્ણા તે ગામડાંની ઓછી વસ્તી હોવાને લીધે ગામડાંમાં સંતોષાવી મુશ્કેલ છે. ગામડાંમાં મોજમજાના રસના પારખ ન હોય, કે ચકિત કરીને રાજી થઇએ તેવા લોકો ન હોય. ગામડાંનો રહેનારો ગમે તેટલું પોતાનું ઘર શણગારે, ગમે તેટલાં ચિત્રો, પૂતળાં વસાવે, ગમે તેટલા ગાડીઘોડા રાખે, ગમે તેટલાં નખરાં કરે, એ બધું જોઇને અદેખાઇથી બળે એવું જ ત્યાં કોઇ મળે, કારણકે ગ્રામવાસીઓ આ બધા વિષયોથી અજાણ્યા હોય છે. ત્રીજી વાત એ કે માણસને જો હૃદય હોય અથવા ભય હોય તો વળી ગામડાંમાં રહીને ચેનબાજી ઉડાવવી એ તેને અરુચતું અને જોખમભરેલું થઇ પડે છે. પાડોશીનાં છોકરાંને છાંટો દૂધ ન મળતું હોય ને આપણે દૂધનાં સ્નાન કરવાં કે કુરકુરિયાંને દૂધ ખાઇ દેવું એ દેખાવે જ કઢંગું અને ત્રાસદાયક છે. આસપાસના લોકો ઝુંપડાંઓમાં રહેતાં

હોય, તેમનાં ઝુંપડાંઓની ચોપાસ ખાતરના ઉકરડા પડયા હોય, બળતણને અભાવે એ લોકો ટાઢે ઠરતા હોય ને તેમની વચ્ચે આપણે હવેલીઓ બાંધીને અને મોટા બગીચાઓ કરીએ એ અજુગતું છે, ત્રાસદાયક છે. વળી કોઇ મૂર્ખ ગામડિયાઓ તમારી આ ચીજોને તોડીફોડી નાંખે તો તેમને રોકનાર ગામડાંમાં કોણ હોય ?

આમ હોવાથી તવંગર લોકો બધા એક સ્થળે ભેગા થાય છે, અને પોતાના જેવી જ જરૂરિયાતોવાળા બીજા તવંગર લોકોની નજીક શહેરોમાં જઇને રહે છે, જ્યાં હર-તહેરના ભોગવિલાસ સહીસલામતપણે તેઓ ભોગવી શકે તે માટે સંખ્યાબંધ સિપાઇઓનો પાકો બંદોબસ્ત રાખવામાં આવ્યો હોય છે. શહેરના મૂળ નિવાસીઓ દેશના અમલદારો; તેમની આસપાસ દરેક પ્રકારના હુન્નર ઉદ્યોગવાળાઓ એકઠા થાય છે, અને તેમની સૌની સાથે પૈસાદાર લોકો આવીને ભળે છે; અહીં પછી પૈસાદાર માણસને રહેવું વધારે સુખકારક એ કારણે પણ લાગે છે કે અહીં તેના અભિમાનને પણ પોષણ મળી રહે છે, કારણ કે અહીં તે ભોગવિલાસમાં બીજાઓની સાથે હરીફાઇ કરી શકે, લોકોને પોતાના વૈભવથી ચકિત કરી શકે, ઝંખવાણા પાડી શકે. આ બધા ઉપરાંત, તવંગર લોકોને શહેરમાં રહેવું ગમે છે તેનું એ પણ કારણ છે કે પહેલાં, ગામડાંની અંદર તેને વૈભવને લીધે ભયમાં રહેવું પડતું, પણ હવે ભય તો બાજુએ રહ્યો, તેની આસપાસના તેના બધા ભાઇઓ રહે છે તેવા જ વિલાસોમાં તે જો ન રહે તો તેને હવે તો અડવુંઅડવું

લાગે. ગામડાંમાં જે તેને ભય અને અરુચિનો વિષય હતો તે અહીં શહેરમાં ઉચિત દેખાય છે.

પૈસાદાર લોકો શહેરમાં એકચિત થાય છે અને પછી ત્યાં સત્તાવાળાઓના રક્ષણ તળે રહ્યા રહ્યા ગામડાંમાંથી જેટલું ખેંચી આણેલું હોય તે બધું ખાઇ ખૂટાડે છે. ગ્રામવાસીને આ પૈસાદાર લોકોનો જ્યાં નિરન્તર ઉત્સવ ઉજવાય છે ત્યાં જવું પડે છે, અંશતઃ એટલા માટે કે પૈસાદારોનાં ભાણામાં વધેલી એઠ ખાવા મળે. અને પૈસાદાર લોકોનું સ્વતંત્ર શ્રમવગરનું, સુખભર્યું અને સુરક્ષિત જીવન જ્યારે તે જુએ છે ત્યારે અંશતઃ તેને પણ ઓછામાં ઓછું કામ કરીને બીજાંઓની મહેનતનો વધારેમાં વધારે ઉપયોગ કરી શકાય એ ઢબે પોતાનું જીવન ગોઠવવાનું મન થાય છે.

એટલે આ રીતે તે પણ શહેર તરફ ખેંચાઇ જાય છે, ને ત્યાં પૈસાદાર લોકોનો આશ્રિત બને છે અને પોતાને જોઇતું તેમની પાસેથી હર પ્રકારે સારી લેવાનો પ્રયત્ન કરતો તેમજ પૈસાદાર લોકો જે જે શરતો તેના ઉપર મૂકે તે બધીને વશ થતો તે એમને આશરે પડી રહે છે. તેમની સર્વ વિષયવાસનાઓની તૃપ્તિમાં તે મદદરૂપ બને છે; આવી સ્ત્રી કે પુરુષ પૈસાદાર લોકોને અનેકવિધ નોકરી આપે છે; તેમના જાજરૂઓમાં, તેમની હોટેલોમાં, તેમના ગાડી હાંકનારા તરીકે, અને વેશ્યા બનીને; વળી તેઓ તેમને માટે ગાડીઓ, રમકડાં અને તરેહતરેહવાર વસ્તુઓ બનાવે છે; અને આમ રહેતો રહેતો તે પૈસાદાર લોક પાસેથી તેની પેઠે રહેવાની કળા શીખી લે છે, મહેનત કરીને નહિ પણ જાતજાતની ચાલાકીથી, બીજાઓનું સંઘરેલું ધન તેમને ફોસલાવી પટાવીને હરી લેતાં

શીખી જાય છે, આમ બગડીને તે નાશ પામે છે. શહેરના ધનથી બગડીને જે શહેરની ગરીબી ઉત્પન્ન કરે છે તે જ એ વર્ગ કે જેનો ઉદ્ધાર કરવાનો મેં મનસુબો કર્યો પણ સફળ ન થયો.

આ ગામડાંના લોકો, જે પોતાના ખોરાક માટે તથા કર ભરવા માટે નાણું કમાવા શહેરમાં આવે છે તેમની સ્થિતિનો ઘડીભર થોભીને કોઇ વિચાર કરે તો તે બસ છે. તેઓ પોતાની આસપાસ હજારો રુબલ વિચાર કર્યા વિના વેડફાઇ જતા જુએ છે, બહુ જ સહેલાઇથી સેંકડો રુબલ કમાઇ શકાય એવી સ્થિતિ નિહાળે છે; જ્યારે તેમને પોતાને તો ગામડાંમાં સખત મહેનત કરે ત્યારે થોડા પૈસા જ મળી શકે એમ હોય છે. આ જોયા પછી તો સહુને નવાઇ જ લાગે કે હજી જાતે મજૂરી કરનારો વર્ગ કેમ એ જ સ્થિતિમાં રહેતો હશે? શા સારૂ સૌ વેપાર કરીને, ફેરીફરીને, ભીખ માગીને, છીનાળું કરીને, બદમાશી કરીને અને છેવટે લૂંટ-ચોરી કરીને વધારે સહેલી રીતે ધન કમાવાનું નહિ કરતા હોય?

શહેરમાં જે સતત મોજશોખની રેલછેલ ચાલી રહેલી હોય છે તેમાં ભાગીદાર એવા આપણે આપણા જીવનથી એવા ટેવાઇ જઇએ છીએ કે, એક માણસને મોટા મોટા પાંચછ ઓરડા વાપરવા જોઇએ, વીસ કુટુંબને ખોરાક રાંધવા ચાલી શકે એટલું બળતણ તે ઓરડાને ગરમ રાખવા જોઇએ, અર્ધો માઇલ જવું હોય તો બે ઘોડાની ફેટન તથા બે નોકરો જોઇએ, લાકડાંની કોતરકામવાળી ફરસ પર બીછાવવા પણ ગાલીચા જોઇએ, એક નાચની મિજલસ પાછળ

પાંચદસ હજાર રુબલ ખરચવા જોઇએ, નાતાલના મીઠાઇના એક ઝાડના પચીસ પચીસ રુબલ જોઇએ અને આવું તો અનેક જોઇએ; એ બધું આપણને સ્વાભાવિક લાગે છે. પરંતુ જે માણસને પોતાના કુટુંબના ભરણપોષણ માટે દસ રુબલ જોઇતા હોય અને જેની પાસેથી સાત રુબલ કરના વસુલ કરવા માટે તેનું છેલ્લું ઘેટું કે બકરૂં પણ લઇ લેવામાં આવે અને ગમે તેટલી સખત મજૂરી કરતાં પણ જેને આ સાત રુબલ મળી ન શકે તે તો આ બધું સમજી ન જ શકે.

આપણે એમ ધારીએ છીએ કે આ બધું ગરીબ લોકોને સ્વાભાવિક જણાતું હશે; કેટલાક એવા ઉસ્તાદો પણ પડેલા છે જેઓ ગંભીરતાપૂર્વક કહે છે કે આપણા મોજ-શોખમાંથી ગરીબોને રોજી મળે છે તેથી ગરીબો આપણું અહેશાન માને છે. પરંતુ ગરીબ લોકો ગરીબ છે એટલા માટે માણસની અક્કલ પણ તેમનામાં નથી તેમ તો નથી જ. તેઓ પણ આપણી માફક જ વિચાર કરી શકે છે. જેમ કોઇ માણસે જુગારમાં કે બીજી રીતે દસવીસ હજાર રુબલ ગુમાવ્યાનું સાંભળીને આપણને તત્ક્ષણ જ એમ લાગે છે કે કેવો મૂરખ અને બેવકૂફ! આવડી મોટી રકમ નકામી વેડફી મારી! આપણા જેવા પાસે એટલી રકમ હોય તો આપણે તેનો કેવો સદુપયોગ કરીએ. મકાનની જરૂર હોય તો મકાન બંધાવીએ, નહિ તો આપણી જમીનજાગીરમાં સુધારો કરાવીએ અથવા એવું બીજું કશું કરીએ. એ જ પ્રમાણે પોતાની આસપાસ ધનને વગર વિચાર્યે ઉડાવાતું જોઇને ગરીબ લોકોને પણ વિચાર આવે છે. તેમને એવા વિચાર વધારે આવે છે, કારણ તેમને ધનની જરૂર કાંઇ પોતાના

મોજશોખ માટે નથી હોતી, પણ પોતાની રોજની જરૂરિયાતો પૂરી પાડવા માટે હોય છે. ગરીબ લોકો આવી રીતે વિચાર કરી શકે, અને તે છતાં તેમની આસપાસ ચાલી રહેલા મોજશોખ પ્રત્યે કેવળ તટસ્થ રહે એમ માનવું બહુ ભૂલભરેલું છે.

એક વર્ગ રોજ ચેનબાજી ઉડાવે અને બીજા રોજ મહેનત કરે તથા ભૂખે મરે એ યોગ્ય છે એવું તે લોકોએ કદિ સ્વીકાર્યું જ નથી. પહેલાં તો એ લોકોને આશ્ચર્ય થાય છે અને માઠું પણ લાગે છે, પણ પછી વધારે ઊંડા ઉતરીને જોતાં તેમને જણાય છે કે આવી વ્યવસ્થા તો વાજબી ગણાય છે. એટલે પછી તેઓ મજૂરીમાંથી છૂટવાનો અને ચેનબાજીમાં ભાગ લેવાનો પ્રયત્ન કરે છે. કેટલાક તેમાં સફળ થાય છે અને સતત ચેનબાજી ઉડાવનારા બને છે. કેટલાક ધીમે ધીમે એ સ્થિતિએ પહોંચે છે; કેટલાક ધારેલી સ્થિતિએ પહોંચ્યા પહેલાં જ થાકી જાય છે, પણ મજૂરી કરવાની ટેવ છૂટી ગયેલી હોવાથી છીનાળવાનો અને કુટણખાનાનો આશ્રય લે છે.

બે વરસ ઉપર ગામડાંમાંથી એક ખેડુતના છોકરાને તબેલામાં કામ કરવા અમે લાવેલા. તેને અશ્વપતિ સાથે તકરાર થઇ અને અમે તેને રજા આપી. તે એક વેપારીને ત્યાં રહ્યો અને ત્યાં એની મહેરબાની મેળવી આજે સુંદર જાકીટ પહેરે છે, સોનાના છેડાવાળું ઘડીયાળ રાખે છે અને ભભકાદાર બુટ લગાવે છે. એની જગાએ અમે બીજા ખેડુતને રાખ્યો. એ પરણેલો હતો. તે જુગાર ખેલવા ગયો અને પૈસા ગુમાવી આવ્યો. અમે ત્રીજો માણસ રાખ્યો. એને

પીવાની આદત પડી અને ખીસામાંથી છેલ્લું દોઢિયું ખલાસ કરી ખૂબ વખત સુધી કુટણખાનામાં સડ્યો. અમારો જૂનો રસોઇઓ શહેરમાં પીધેલ બન્યો અને માંદો પડ્યો. અમારો અશ્વપતિ પહેલાં હદપાર પીતો, પણ છેલ્લાં પાંચ વરસ ગામડાંમાં રહેતાં એવો સીધો થઈ ગયો હતો કે દારૂને અડતો પણ નહિ, તેણે વળી ગયે વરસે જુગારે ચઢીને આખી જીંદગી બરબાદ કરી. અમારા ગામનો એક નાનો છોકરો મારા ભાઇના તબેલામાં નોકર છે. તેનો દાદો વૃદ્ધ અને આંધળો છે. તે એકવાર હું ગામ હતો ત્યારે મારી પાસે આવીને મને કહે છે કે, 'તમે મારા દીકરાને સમજાવીને કહોને કે કર ભરવા માટે મને દસ રુબલ મોકલે, નહિ તો મારે મારી ગાય વેચવી પડશે.'

"એ મને એમજ કહ્યાં કરે છે કે મારે સારાં કપડાં પહેરવાં પડે છે. ઠીક, ભાઇ તું તારાં કપડાં પહેર, એક બુટની જોડ લાવ પણ પછી તેનો કાંઇ અંત તો આવશે ને? કે એને તો પાછી ઘડીયાળ પણ જોશે?" આમ મને પેલા વૃદ્ધ માણસે કહ્યું. એના મનથી તો ઘડીયાળ લેવાના કરતાં વધારે બેવકૂફીભરેલી વાત બીજી નહિ જ હોય. અને આપણને જો ખબર હોય કે આખો શિયાળો પેલા ડોસાએ ઘી વિના ખાધું હતું અને જે લાકડું એણે કાપ્યું હતું ને તેને માટે ભરવાના સવા કે દોઢ રુબલ વિના બધું બરબાદ જતું હતું તો આપણને છોકરો ઘડીયાળ લે એ વાત જરૂર બેવકૂફીભરેલી લાગે. અને નીકળ્યું પણ એવું કે ડોસાએ મશ્કરીમાં કહેલાં વચન ખરાં પડ્યાં. છોકરો મારી પાસે સુંદર કાળો ઓવરકોટ તથા આઠ રુબલના

બુટ પહેરીને આવ્યો. આગલે જ દિવસે મારા ભાઇ પાસેથી દસ રૂપિયા લઇ બુટમાં તેણે ખરચી નાંખ્યા હતા. મારાં બાળકો આ છોકરાને નાનપણથી ઓળખતાં. તેઓ મને કહે કે "આ છોકરાને ઘડીયાળની તો ખાસ જરૂર છે જ. છોકરો બહુ સારો છે. પણ એને લાગે છે કે એની પાસે જો ઘડીયાળ નહિ હોય તો બધા એને હસશે. માટે એને ઘડીયાળ તો જોઈએ જ."

આ વરસે અમારી એક દાસી, અઢાર વર્ષની જુવાન છોકરી કોચમેન સાથે પ્યારમાં પડી. એને રજા આપવામાં આવી. એક ઘરડી દાસીને મેં આ કમનસીબ છોકરીની વાત કરી ત્યારે એણે મને બીજી છોકરીની યાદ આપી. જેને હું ભૂલી ગયો હતો. તે પણ દસ વરસ ઉપર અમારા એક કોચમૅન સાથે પ્યારમાં પડી હતી. તેને પણ રજા જ આપવામાં આવેલી. તે કુટણખાનામાં ગઇ અને વીસ વરસની થઇ તે પહેલાં તો ચાંદીના દરદથી પીડાઇ ઇસ્પિતાલમાં મરી ગઇ. આમ આપણા વિલાસને અર્થે ચાલતી મીલો અને કારખાના ની વાત બાજુએ રાખતાં, આપણાં વૈભોગી જીવનને લીધે, જેને આપણે મદદ કરવા ઇચ્છીએ તેવા લોકોમા આપણે અનીતિનો કેવો ચેપ ફેલાવીએ છીએ તેથી હેબકાઇ જવા માટે, આંખો ઉઘાડીને આપણી આસપાસ જોવાની જ જરૂર છે.

એટલે શહેરની ગરીબાઇની ખાસીઅત તથા તેનો ઉપાય કરવાની મારી અશક્તિ મને સમજાતાં જ, પ્રથમ મને એ જણાયું કે હું ગામડાંમાં રહેનારા પાસેથી જરૂરની બધી વસ્તુઓ લઇને શહેરમાં ભરૂં છું તે આ દુઃખનું મુખ્ય કારણ

છે... દુઃખનું બીજું કારણ એ છે કે ગામડાંમાંથી તેમની પાસેથી લઇ જવામાં આવેલામાંથી કાંઇક પાછું મેળવવાની આશાએ. જે ગામડાંના લોકો શહેરમાં આવે છે તેમને ગામડામાંથી મેં આણેલી વસ્તુ વડે વગરવિચાર્યે મોજશોખ ઉડાવીને હું લલચાવું છું અને બગાડું છું.

## ૧૪

તદ્દન બીજી તરફથી હું એ જ નિર્ણય ઉપર આવ્યો. આ વખતે શહેરના ગરીબો સાથેના મારા બધા પ્રસંગો મેં યાદ કર્યા તો મને જણાયું કે તેમને હું મદદ ન કરી શક્યો તેનું એક કારણ એ હતું કે તેઓ બધા મારી સાથે ખોટાઈથી અને જૂઠીરીતે વર્ત્યા હતા. તેઓ મને માણસ નહોતા ગણતા, પણ એક સાધન ગણતા હતા. હું તેમની સાથે વધારે ગાઢ સંબંધમાં ન આવી શક્યો. કદાચ મને તેમ કરતાં નહિ આવડતું હોય. પરંતુ સચ્ચાઇ વિના મદદ કરવી તો અશક્ય હતી. માણસ પોતાની બધી સ્થિતિથી આપણને વાકેફ ન કરે, પછી તેને મદદ પણ શી રીતે કરી શકાય? પહેલાં પહેલાં તો આ બાબત તેમને હું ઠપકો આપવા લાગ્યો. બીજાને ઠપકો આપવો એ સહેલી વસ્તુ છે. પરંતુ સિવુટાવ નામનો એક વિચક્ષણ માણસ, જે તે વખતે મારી સાથે રહેતો હતો તેણે એક દિવસ મને થોડાં વચનો કહ્યાં તેમાંથી આખી વાત મને દીવા જેવી ચોખ્ખી જણાઈ ગઈ અને મારી નિષ્ફળતાનું કારણ શું હતું તે પણ હું કળી ગયો.

મને યાદ છે કે સિવુટાવે મને જે વેણ કહ્યાં તે, તે વખતે પણ મારા દિલમાં સોંસરાં પેસી ગયાં હતાં. પરંતુ તેનો પૂરો અર્થ તો હું બહુ મોડો સમજી શક્યો હતો. આત્મવંચનાના પૂર જોસમાં હું તે વખતે હતો. હું મારી બહેન પાસે બેઠો હતો. સિવુટાવ પણ ત્યાં જ હતો. મારી બહેને મેં આરંભેલા કાર્ય વિષે પૂછ્યું. મેં તેને બધી હકીકત કહી અને માણસને જ્યારે પોતે ઉપાડેલા કામ વિષે પૂરેપૂરો વિશ્વાસ નથી હોતો ત્યારે જેમ બને છે તેમ મારા કામનું તથા તેમાંથી કેવાં પરિણામ આવી શકે તેનું વર્ણન બહુ જોસથી, ઉત્સાહથી અને છટા સાથે કર્યું. અમે અનાથ અને વૃદ્ધની કેવી રીતે સંભાળ લેવા ધારતા હતા તે મેં કહ્યું. મૉસ્કોમાં જે લોકો હાલહવાલ થઇ ગયા હતા તેવા ગામડાંના માણસોને ફરી પાછા ગામડાંમાં કેવી રીતે મોકલીશું તે મેં જણાવ્યું. બગડેલા માણસોનું જીવન શી રીતે સુધારવાનું બની શકે તેમ કરીશું તે પણ જણાવ્યું. અને અમારૂં કામ જો બરાબર ચાલે તો જેને મદદની જરૂર હોય એવો એક પણ માણસ મૉસ્કોમાં ન હોય એવું અમે શી રીતે કરવા ધારતા હતા તે પણ સમજાવ્યું.

મારી બહેન મારી પ્રત્યે સહાનુભૂતિ ધરાવતી હતી અને અમે વાતો કરતાં હતાં. વાતચીત દરમિયાન હું સિવુટાવ તરફ જોતો જતો હતો. તેના ધાર્મિક જીવન વિષે હું જાણતો હતો અને ખ્રિસ્તી સંપ્રદાયમાં દયા ધર્મનું મહાત્મ્ય ઘણું ભારે હોવાથી તે મારી પ્રત્યે સહાનુભૂતિ દર્શાવશે એમ મને આશા હતી. તેથી મારૂં કહેવું એ સમજી શકે એવી રીતે હું વાતચીત કરતો હતો. હું વાત કરતો હતો મારી બ્હેન સાથે પણ

મારા શબ્દો તેને સંબોધીને હતા. ઘેટાંના ચામડાનો કાળો કોટ—ઘરમાં અને બહાર જતાં બધા ખેડુતો જે પહેરે છે તે પહેરીને તે સ્થિર બેઠો હતો. અમારી વાત ઉપર ધ્યાન આપ્યા વિના તે વિચારમાં બેઠો હોય એમ જણાતું હતું. તેની નાની આંખોમાં ચમકાર નહોતો જણાતો, પણ તેની દૃષ્ટિ જાણે અંતરમાં ઉતરી ગઈ હોય તેમ જણાતું હતું. બધી વાતો કરી રહ્યા પછી મેં તેને પૂછ્યું કે 'આ બાબત તું શું ધારે છે?'

તેણે જવાબ આપ્યો: "એ બધું નકામું છે."

"કેમ ભાઈ?"

"તમારૂં આખું મંડળ મૂરખ છે. આમાંથી કાંઇ સાર નીકળવાનો નથી" તેણે દૃઢતાપૂર્વક જણાવ્યું.

"શા માટે સાર ન નીકળે? બિચારા કમનસીબોમાંથી હજારોની સંખ્યા અથવા સેંકડોની સંખ્યાને પણ અમે મદદ કરી શકીએ તો એમાં શી મૂર્ખાઇ છે. ઉઘાડાંને ઢાંકવાં અને ભૂખ્યાંને ખવડાવવું એ શું ધર્મશાસ્ત્ર પ્રમાણે ખોટું છે?"

"એ બધું હું સમજું છું. સમજું છું પણ તમે ખરૂં કરવાનું કરતા નથી. તમે એમ ધારો છો કે આ રીતે તમે કાંઇ પણ કરી શકો? તમે જતા હો અને કોઇ તમારી પાસે ચાર આઠ આના માગે તમે એ આપો. આ શું દાન કર્યું કહેવાય? તમે એને આધ્યાત્મિક દાન આપો, તમે એને ઉપદેશ આપીને સમજાવો. પણ તમે તો એને શું આપો છો? ઓહ! બલા ટાળવા કાંઇક આપ્યું."

"ના, મારી વાતનું બરાબર સમજ્યો નથી. અમે પહેલાં તો જરૂરત શી છે એ ખોળી કાઢવા માગીએ છીએ.

પછી પૈસા દ્વારા મદદ કરીશું. અમે લોકોને માટે કામ પણ શોધી કાઢીશું."

"આ રીતે તમે એ લોકોનું કશું કરી શકવાના નથી."

"ત્યારે શું એમને ભૂખે અને ટાઢે મરવા દેવા?"

"શું કામ મરે? એવા કોઇ મરતા છે શું."

"કોઇ મરતા છે શું?" મને લાગ્યું કે આવાની સંખ્યા કેટલી છે તેનો ખ્યાલ નહિ હોવાથી તે આમ બોલતો હશે. મેં તેને કહ્યું:—"મૉસ્કોમાં આમ ભૂખે મરતા અને ટાઢે ઠરતા વીસ હજાર માણસો છે તે તને ખબર છે? અને સેન્ટ પીટર્સબર્ગ તથા બીજા શહેરોમાં કેટલા હશે?"

તેણે સ્મિત કર્યું.

"વીસ હજાર! અને રશિયામાં ખેતરો કેટલાં છે? દસ લાખેક હશે કે નહિ?"

"પણ તેમાં થઇ શું ગયું?"

"થઇ શું ગયું?" પછી એની આંખો ચમકી અને એ જરા ઉલ્લાસમાં આવ્યો. "ઠીક ચાલો આપણે એનો વિચાર કરીએ. હું કાંઈ તવંગર માણસ નથી. પણ એવા બે તો મારી સાથે લઈ જઇ શકું. તમે એક છોકરાને રસોડામાં નોકર રાખ્યો હતો. મેં તેને મારી સાથે આવવા કહ્યું, પણ તે ન આવ્યો. એનાં કરતાં દસગણા હોય તોપણ આપણે તેમની વ્યવસ્થા કરી શકીએ. આપણે તેમને લઈ જઇએ. આપણે સાથે કામ કરતા જઇએ. મને એ કામ કરતો જોશે અને શી રીતે ગુજરાન ચલાવી શકાય એ તે સમજશે. આપણે સાથે જ ખાવા બેસીશું. અને મારી કે તમારી પાસેથી

એ એકાદ સારું વચન સાંભળશે. આને હું પરોપકાર કહું છું. પણ પેલું મંડળ તો નકામું છે. "

આ સાદા શબ્દોએ મને ચમકાવ્યો. તેની વાત સાચી હતી તે સ્વીકાર્યા વિના તો મારો છૂટકો જ ન હતો. પરંતુ તે વખતે મને લાગેલું કે ખરી વાત આવી હોવા છતાં મારું કાર્ય હજી ઉપયોગી નીવડે. પરંતુ મારું કામ જેમ જેમ આગળ ચાલતું ગયું, જેમ જેમ હું ગરીબોના સંસર્ગમાં વધારે આવતો ગયો, જેમ જેમ આ શબ્દો હું વધારે યાદ આણતો ગયો, તેમ તેમ તેમાંથી મને વધારે ને વધારે અર્થ સમજાવા લાગ્યો.

સાચે જ, હું ભારે સુંવાળા રેશમ જેવા વાળવાળા ચામડાનો કોટ પહેરીને જાઉં, અથવા મારી ગાડી મને ત્યાં લઇ જાય, અથવા બે હજાર રુબલના ફર્નિચરવાળો મારો ઓરડો તે જુએ અને એને તો બુટની એક જોડ જ જોઇતા હોય અથવા કશો વિચાર કર્યા વિના કેવળ મારી તેવી થઇ તેથી કોઇને પાંચેક રૂપિયા આપી દેતો તે મને જુએ. એટલે એ જાણે જ કે હું આ રીતે રૂપિયા આપી દઉં છું કારણ મેં સારી પેઠે રૂપિયા એકઠા કર્યા છે, મારી પાસે ખૂબ રુબલ પડ્યા છે, જે હું કોઇને આપી દેતો નથી, એટલું જ નહિ પણ મેં સહેલાઇથી તે બીજા પાસેથી પડાવેલા છે. પછી મારી તરફ તે આ રીતે નહિ તો બીજી રીતે જુએ કે હકની રીતે. જે તેની પાસે હોવું જોઇતું હતું તે હું પચાવીને બેઠેલો છું; તેની પાસેથી અથવા બીજાઓ પાસેથી લૂંટેલો. આસ રુબલમાંથી બને તેટલા મારી પાસેથી પડાવવા તે સિવાય બીજી કઇ લાગણી તેના દિલમાં હોઇ શકે? હું તેની સાથે

વધારે સંબંધમાં આવવા ઈચ્છું છું અને હું ફરિયાદ કરૂં છું કે તેનામાં ખોટાઇ છે. પણ, સાચું કહું તો, તેના ખાટલા ઉપર બેસતાં મને ડર લાગે છે. વખતે માંકડચાંચડ મારફત રોગના જંતુ મારા શરીરમાં પેસી જાય અથવા તો કોઇ ચેપ મને લાગી જાય. વળી હું એને મારી ઓરડીમાં આવવા દેવા પણ ડરૂં છું, કારણ તે અર્ધનગ્ન સ્થિતિમાં આવે છે અને બહાર બેસવાને બદલે અંદર સુધી ધસી આવે છે. છતાં હું કહું છું કે હું તેના નિકટ સંસર્ગમાં નથી આવી શકતો એ તેનો વાંક છે અને તેનામાં એટલી ખોટાઈ છે !

જે થોડું ખાઇને રહેતા હોય અથવા જેઓ કાળી રોટી સિવાય બીજું કશું ખાતા ન હોય તેમના સહવાસમાં રહીને ઘાતકીમાં ઘાતકી માણસો અનેક વાનીઓવાળું સુંદર ખાણું ખાવાનો પ્રયત્ન કરે. હું કહું છું કે તેમાંનો એક પણ માણસ બરાબર ખાઇ નહિ શકે અથવા મ્હોમાં પાણી છૂટતું હોય તેવા આ ભૂખ્યા માણસો તરફ જોઇ નહિ શકે. એટલે જેમને પૂરતું ખાવાનું મળતું ન હોય તેવાની વચમાં રહીને મોજથી ખાવું હોય તો પહેલી વાત તો એ કરવી પડે કે તેઓથી છૂપાઇને, તેઓ જોઈ ન શકે એ રીતે ખાવું પડે. બીજી વાતો તો બાજુએ રહી, પણ આપણે બરાબર આમ જ કરીએ છીએ.

પછી આપણું જીવન હું વધારે તપાસવા લાગ્યો તો મને જણાયું કે આ લોકો સાથે ગાઢા સંબંધમાં આવવું એ આપણે માટે મુશ્કેલ છે તે કોઇ આકસ્મિક કારણોને

સીધો નથી, પરંતુ આપણે ઇરાદાપૂર્વક આપણું જીવન જ એવું ઘડયું છે તેથી આવો સંબંધ થવો જ અશક્ય છે.

વળી બીજી વાત આપણું જીવન એટલે શ્રીમંતોનું જીવન. આપણી દૃષ્ટિએ મેં જોયું તો જણાયું કે આપણા જીવનમાં જે બધું સારૂં ગણાય છે તે આ છે કે ગરીબોથી બની શકે તેટલા અળગા રહેવું. ખરેખર આપણો શ્રીમંતોનો બધો પ્રયાસ—આપણું ખાવું, આપણું પહેરવુંઓઢવું, આપણું રહેવું, આપણી સ્વચ્છતા, આપણી કેળવણી,—બધામાં મુખ્ય હેતુ ગરીબોથી અળગા રહેવાનો હોય છે. અને આવી રીતે અળગા રહેવામાં અથવા ગરીબો અને આપણી વચ્ચે દુર્ગમ દિવાલ ચણવામાં આપણા ધનનો નવદશાંશ ભાગ તો આપણે બગાડીએ છીએ. માણસ શ્રીમંત થયો એટલે પહેલું તો તે એ કરશે કે એક જ વાસણમાં ખાવું પસંદ નહિ કરે. તે જાતજાતનાં રાચરચીલાં વસાવશે અને રસોડાથી તથા પોતાના નોકરોથી અળગો થઇ જશે.

પોતાના નોકરોને સારી પેઠે એ ખાવાનું આપશે, જેથી પોતે સ્વાદિષ્ટ ભોજન ખાય ત્યારે તેમના મ્હોંમાં પાણી ન છૂટે, પરંતુ એ પોતે તો એકલો જ અલગ બેસીને ખાશે. પરંતુ એકલા બેસીને ખાવું કંટાળાભરેલું લાગે એટલે અનેક જાતની શોધો કરીને ખોરાકમાં સુધારા કરશે તથા જમવાની જગા શણગારશે. આમ શરીરને પોષવા માટે કરવાની એક ક્રિયા તેને એ એક આડંબર અને ગર્વનો વિષય બનાવી દેશે. આવી રીતે ખાવું તે બીજા લોકોથી અળગા પડવાનો એક વિષય બન્યો. શ્રીમંતને ત્યાં ગરીબને જમવાનું નોતરૂં હોય તે અકલ્પ્ય વસ્તુ બની ગઇ. કોઇ બાનુને ટેબલ આગળ

કેમ લઇ જવી, કેવી રીતે નમવું, કેવી રીતે બેસવું, કેવી રીતે ખાવું, મ્હોં કેવી રીતે ધોવું એ બધું માણસને આવડવું જોઇએ. અને એકલા શ્રીમંતોને જ તે આવડે. એ જ રીતે કપડાં પહેરવાનું. જો શ્રીમંત માણસો સાદો પોશાક પહેરતા હોય, ટાઢથી પોતાના શરીરનું રક્ષણ થાય તેટલો—લાંબા કે ટૂંકા સુંવાળા વાળવાળી ચામડીના કોટ, પાટલૂન અને ખમીસ એ તો એને કાંઇક ઓછું જોઇએ અને એની પાસે સુંવાળા વાળવાળી ચામડીના બે કોટ હોય તો એક ખુશીથી બીજાને આપી શકે. પરંતુ શ્રીમંત માણસોએ તો પોતાનો પોશાક એવો કરી નાંખ્યો છે કે જેમાં અનેક વસ્તુ હોય, અમુકની સાથે અમુક જ પહેરાય, અમુક જ અને વળી અમુક સમયે જ પોષાક પહેરવાનો હોય એટલે એ પોશાકમાંથી ગરીબને કશું કામકાજ ન આવે. એની પાસે તો ડ્રેસ કોટ, વેસ્ટ, સૅક કોટ, પેટન્ટ લેધર બુટ, ફ્રેંચ એડીવાળા બુટ, હન્ટિંગ કોટ અને મુસાફરીના કોટ તથા ફેશનને ખાતર ખૂબ કડકા પાડીને સીવ્યાં હોય એવાં અનેક કપડાં હોય છે. તેનો ઉપયોગ ગરીબાઇની દશાવાળા કરી જ ન શકે. આમ પોશાક એ પણ ગરીબોથી અળગા પડવાનું એક સાધન બન્યું છે. ફૅશનનું કામ જ એ છે કે શ્રીમંતોને ગરીબોથી અળગા પાડવા.

આના કરતાં પણ વધારે ખુલ્લો ભેદ ઘરની બાબતમાં પડી જાય છે. દસ ઓરડીમાં માણસે એકલા રહેવું હોય તો એ જરૂરનું છે કે એક ઓરડીમાં દસ રહેતા હોય તેવાની નજરથી એણે દૂર રહેવું. જેમ માણસ વધારે શ્રીમંત તેમ તેનો મેળાપ કરવો વધારે કઠણ; ગરજુ માણસ અને તેની વચ્ચે ચિઠ્ઠી લઇ જનાર વધારે; અને તેના ગાલીચા ઉપર

થઇને, મખમલ જડેલી ખુરશીઓ ઉપર બેસવા સારૂ ગરીબને લઇ જવો એ તો બહુજ ઓછું શકય. વાહનોની બાબતમાં પણ આવી જ હકીકત છે. ગાડામાં બેસીને કોઇ ખેડૂત જતો હોય તે રસ્તે મળેલા કોઈ બીજાને એમાં ન બેસાડે એ બહુજ નિર્દય ગણાય. તેના ગાડામાં તો જગા પણ રહી અને બેસવાનું બની પણ શકે. પરંતુ જેમ ગાડી વધારે સારી તેમ બીજાને બેસાડી શકવું વધારે મુશ્કેલ. બહુ ભભકાદાર ગાડીઓ એકલપેટી હોય છે એવી કહેવત પણ પડી ગઇ છે.

આજ પ્રમાણે આખી રહેણીકરણી જેને આપણે સ્વચ્છતાને નામે ઓળખીએ છીએ તેને વિષે પણ સાચું છે.

સ્વચ્છતા! જે લોકો, ખાસ કરીને સ્ત્રીઓ, જે સ્વચ્છતાને બહુ ઊંચો ગુણ માને છે તેમને કોણ નથી ઓળખતું? અને આ સ્વચ્છતા, જયારે તે બીજાની મહેનતે મેળવવાની હોય છે ત્યારે, તેની પાછળ કેટલું હદપાર ખર્ચ થાય છે તે કોણ નથી જાણતું? જે માણસ શ્રીમંત થયો હોય તેને અંગત અનુભવ કયાં નથી થયો કે આ સ્વચ્છતા કેટલી મુશ્કેલીએ મેળવી શકાય છે? તેથી કહેવત ખરી પડે છે કે 'ઉજળા હાથને બીજા લોકોની મજૂરી બહુ ગમે છે.'

આજે ખમીસ રોજ બદલવામાં સ્વચ્છતા છે; કાલે દિવસમાં બે વાર બદલવું પડશે. આજે ગરદન અને હાથ રોજ ધોવાના હોય છે; કાલે પગ પણ ધોવા પડશે અને આખું શરીર પણ ધોવું પડશે અને તેયે અમુક રીતેજ માલીશ કરીને: આજે ટેબલ ઉપરનું કપડું બે દિવસે બદલવામાં આવે છે; કાલે રોજ બદલવાનું થશે અને પછી દિવસમાં

એ વાર બદલવાનું ચાલશે. આજે પટાવાળાના હાથ સ્વચ્છ હોવા જોઇએ એટલું જ છે; કાલે એને મોજાં પહેરવાનાં થશે અને સ્વચ્છ મોજાં પહેરી, સ્વચ્છ તાસકમાં કાગળ લાવવો પડશે. એવી રીતે આવી નકામી સ્વચ્છતાની કાંઇ હદ નથી. તમે માત્ર બીજાથી અળગા પડો છો, અને જ્યાં સુધી આ સ્વચ્છતા બીજાની મહેનત લઈ સાચવો છો, ત્યાં સુધી બીજાઓની સાથેનો સંબંધ અશકય કરી મૂકો છો.

વળી, આ બધી વાત જેમ જેમ મારા વધારે સમજવામાં આવી તેમ તેમ મને ખાતરી થઈ કે સામાન્ય રીતે જેને કેળવણી કહેવામાં આવે છે તેનું પણ એવું જ છે. ભાષા કોઇને છેતરતી નથી. લોકોની કહેતી ઘણુંખરૂં સાચી જ હોય છે. લોકો તો કેળવણી એટલે ફૅશનબંધ પોશાક, સભ્ય વાતચીત, સ્વચ્છ હાથ અને અમુક ધોરણની સામાન્ય સ્વચ્છતા એટલું સમજે છે. બીજાઓની સરખામણીમાં આવા માણસને લોકો કેળવાએલો કહે છે. સાધારણ આમ વર્ગ કરતાં કાંઇક વધારે સંસ્કારી સમાજમાં પણ કેળવણીનો અર્થ તો એ જ છે, પરંતુ તેમાં પીઆનો વગાડવાનું, ફ્રેંચ ભાષાનું તથા વ્યાકરણ શુદ્ધ, રશિયન લખવાનું જ્ઞાન અને સ્વચ્છતાનું કાંઇક ઊંચું ધોરણ એટલું ઉમેરાય છે. એથીયે ઊંચા સમાજમાં અર્થ એ જ પણ વધારો એટલો કે અંગ્રેજી ભાષાનું જ્ઞાન હોવું જોઇએ, કોઈ મોટી શિક્ષણ સંસ્થાની પદવી મળવી જોઇએ અને સ્વચ્છતાનું ધોરણ વળી વિશેષ ઊંચું હોવું જોઇએ. પણ આ ત્રણે સમાજમાં કેળવણીનો મૂળ અર્થ તો એક જ રહે છે. કેળવણી એટલે એવા આચાર તથા એવું જ્ઞાન જે વડે માણસ બીજાઓથી અળગો પડે.

સ્વચ્છતાની માફક તેનો પણ ઉદ્દેશ તો એ જ છે કે ગરીબ સમાજથી માણસ દૂર રહે જેથી કરીને ભૂખે મરતા અને ટાઢે મરતા આપણને મોજમજા ભોગવતા જોઇ શકે નહિ. પણ આપણી આ વાત આવી રીતે છૂપાવવી અશક્ય છે. તેઓ જુએ જ છે.

એટલે મારી તો ખાતરી થઈ કે શહેરના ગરીબોને મદદ કરવી આપણે માટે અશક્ય છે. તેનું કારણ એ છે કે તેમની સાથે સંબંધમાં આવવું આપણે માટે અશક્ય છે. અને આપણે આપણું જીવન અમુક ઢબનું બનાવી દઇને તથા આપણું ધન અમુક રીતે ખર્ચીને આ સંબંધ બંધાવો અશક્ય કરી મૂક્યો છે. મારી ખાતરી થઈ કે શ્રીમંતો તથા ગરીબોની વચ્ચે આપણે સ્વચ્છતા અને કેળવણીની એક મોટી દિવાલ ચણી લીધી છે અને આપણા ધને તે દીવાલને ટકાવી રાખી છે. આપણે જો ગરીબોને મદદ કરવી હોય તો આ દિવાલ તોડી જ પાડવી જોઇએ. અને સીવુટાવની રીત સ્વીકારવી જોઇએ કે ગરીબોને આપણે વહેંચી લઇએ. શહેરની ગરીબાઇનાં કારણોના સંબંધમાં મારી પોતાની વિચારસરણીને લીધે જે અનુમાન ઉપર હું આવ્યો હતો તે જ અનુમાન ઉપર બીજી તરફથી પણ હું આવ્યો. ગરીબાઈનું કારણ આપણું ધન છે.

## ૧૫

મેં તદ્દન જુદી રીતે એટલે મારી જાતને લગતો જ એ બાબતનો વિચાર કરવા માંડ્યો. દાનની આ પ્રવૃત્તિ દરમિયાન ધ્યાન ખેંચે એવું ઘણું બનતું પણ એક વાત એવી હતી કે તેનાં કારણો વિષે મને ઘણા વખત સુધી સમજ ન પડી. ઘેર કે બહાર જ્યારે બને ત્યારે હું કોઇ ભિખારીને પૂછપરછ કર્યા વિના જ એકાદ કૉપેક આપી દેતો તો તેના મ્હોં પર ઉપકાર ને આનંદના ભાવો જણાતા, કંઇ નહિ તો મને લાગતું કે જણાતા, ને મને પોતાને પણ આવા દાનથી આનંદ થતો. મને લાગતું કે એ માણસને જેની જરૂર હતી અને એ જેની આશા રાખતો હતો તે જ મેં કર્યું છે. પણ જો હું તેની સાથે વાત કરવા થોભતો, એનાં પહેલાંનાં અને અત્યારનાં જીવન વિષે પૂછપરછ કરતો, અથવા એની જીંદગીની હકીકતમાં ઊંડો ઉતરતો તો હું ત્રણ કે વીસ કૉપેક કંઇ પણ આપી શકતો નહિ, અને શું આપવું એની મૂંઝવણમાં પડી જઈ કોથળીમાં હાથ ફેરવ્યા કરતો. આવા પ્રસંગોમાં હમેશાં

મારાથી વધારે પડતું જ અપાઇ જતું. અને તેમ છતાં પેલો તો મનમાં અસંતોષ ભરીને જ જતો. પણ કોઇ બીજાની સાથે હું એથી પણ વધારે નિકટ પરિચયમાં આવવાનું કરતો તો તેને શું આપવું એની મને વધારે ગૂંચવણ થતી, ને ફાવે તેટલું આપું તોપણ તે તો વધારે ખિન્ન ને વધારે અસંતુષ્ટ જ થતો.

સાધારણ રીતે હમેશાં એક જ બનતું કે વધારે પરિચય પછી જો હું કોઇ ગરીબ માણસને ત્રણ કે એથી પણ વધારે રુબલ આપતો તોયે તેનાં મ્હોં પર તો લગભગ જરૂર અસંતોષ અને અણગમાનાં જ ચિન્હો જણાતાં, અને કેટલીક વાર તો કોઈ કોઇ દસદસ રુબલ લઇને પણ જાણે મેં તેને દુભવ્યો હોય તેમ આભારનો એકાદ શબ્દ સરખો બોલવાનું પણ માંડી વાળી સીધો ચાલી જ નીકળતો. આવે પ્રસંગે હું હમેશાં મૂંઝાતો, શરમાતો, અને લાગતું કે મેં કંઇક ગુન્હો કર્યો છે. અને તેથીયે આગળ જઇને જો હું કોઇ ગરીબ માણસ પર દિવસો સુધી અથવા મહિનાઓ સુધી કે વરસો સુધી નજર રાખતોરાખતો મદદ કરતો, તેને વારેવારે મારા વિચારો જણાવતો, અને આવી રીતે તેના નિકટ સંબંધમાં રહેવાનું કરતો તો એની સાથેનો સંબંધ મને એક પીડ થઈ પડતી. હું જોતો કે તે પણ મને ધિક્કારતો, અને મને જણાઇ આવ્યું કે એમજ બને, એ મને ધિક્કારે જ.

રસ્તે જતાં, અનેક આવનારજનારમાંથી મારી પાસે રસ્તામાં ઉભો રહી કોઈ ભિખારી બેત્રણ કૉપક માગે ને હું એ દઇ દઉં તો એને, મન હું બીજા બધાના જેવો કોઇ આવનારજનાર જ જણાઉં, ને વળી ભલો માણસ

પણ લાગ્યું કારણ કે એના ઉઘાડા શરીરને ઢાંકતા એકના એક બદનનો એકાદ ધાગો પૂરો પાડવામાં મેં બીજાઓની સાથેસાથે તેને મદદ કરી. એને તો એટલા એક ધાગા કરતાં કંઇ વધારેની આશા પણ નથી હોતી; અને જો હું એટલો એક જ ધાગો પૂરો પાડું તોપણ એ મારો આભાર માને. પણ તેને બીજા કોઇ સાધારણ માણસની માફ઼ ગણી તેની સાથે હું વાત કરવા થોભું, ને એને એમ લાગવા દઉં, હું માત્ર એક રસ્તેથી પસાર થનાર જ મનથી, ને ઘણી વાર બનતું તેમ. પોતાનું જ દુઃખ મારી આગળ કહી સંભળાવતાં એ રડી પડે તો એને મન હું એક રસ્તે જનાર ત્રાહિત નહિ પણ મારી જેમ ઇચ્છા છે તેમ તેને મન એક સજ્જન છું.

અને જો હું ખરેખર સજ્જન હોઉં તો મારી સુજનતા દસ ડાઇમ કે પછી દસ કે દસ હજાર રુબલના દાનથી પણ શું કામ અટકી જાય? કોઇને એમ થતું હોય કે લાવો જરાક સજ્જન થઈ જઇએ તો તેમ નહિ બની શકે; સજ્જન તો પૂરો ભલો હોય.

ધારો કે મેં એક ગરીબને ખૂબ આપ્યું, તેની કોઈક જગ્યા પર ગોઠવણ કરી, તેને જોઈએ તેટલાં કપડાં પૂરાં પાડયાં, કોઈની પણ મદદ વિના જીવી શકાય એટલો તેને પગભર કર્યો; અને ત્યાર પછી તે કમનસીબને લીધે કે નબળાઈને લીધે કે દુરાચરણ કરીને ગમે તેમ મેં આપેલો ઓવરકોટ, અંદરની બંડી, અને પૈસા એ બધું ગુમાવી બેઠો, પાછો ટાઢથી ને ભૂખથી મરવા પડયો અને પાછો મારી પાસે આવ્યો તો મારાથી એને બીજી વખત કંઈક આપવાની ના કેમ પડાય? એને પાછો કેમ કઢાય? હા, જો તારી મારી

પ્રવૃત્તિનો ઉદ્દેશ એવો હોત કે એને અમુક રુબલ આપવા અથવા એને અમુક જાતનો ઓવરકોટ પૂરો પાડવો, તોતો તેટલું કર્યે મને સંતોષ થાય. પણ મારી પ્રવૃત્તિનો હેતુ એવો તો નહોતો જ. મારે તો ભલાપણું કેળવવું હતું; મારે તો દરેક વ્યક્તિમાં મારાં પોતાનાં દર્શન કરવાં હતાં. દરેક માણસ દયાનો આ જ અર્થ કરે છે; બીજો અર્થ કોઈ સમજતું નથી. તેથી જો તમે વીસ વાર કોઇને પૈસા આપો ને વીસ વાર એ ઉડાવી દે ને પછી પાછો ભૂખથી કે ટાઢથી મરવા પડે ને તમે સજ્જન હો તો તમારાથી એને વળી પાછી મદદ કર્યા વિના રહેવાય જ કેમ? અને તમારી પાસે હોય તે કરતાં વધારે પડયું હોય તો તેને આપતાં તમારો હાથ પાછો પડે જ નહિ. પણ જો તમે ખંચાઓ, તમારો હાથ પાછો પડે તો તેનો અર્થ એટલો જ કે તમે સાધુ તો નથી જ. પણ માત્ર તમારે તેની આગળ ને દુનિયાની આગળ સાધુ દેખાવું છે માટે તમે આ બધી મહેનત કરેલી.

અને આવા લોકોને મદદ કરવામાં જ્યારે હું પાછો પડતો, અને તેમને આપવાનું બંધ કરતો, અને તેમ કરીને પુણ્ય જતું કરતો, ત્યારે હું શરમથી લગભગ મરી જતો.

આ શરમ શી હતી? લ્યાપિંસ્કી હાઉસમાં, ત્યાર પહેલાં તથા પછીથી ગામડાંઓમાં જ્યારે જ્યારે મારે કોઈ ગરીબ માણસને પૈસો કે બીજું કંઇ આપવાનો પ્રસંગ પડતો ત્યારે, અને શહેરના ગરીબોને જોવા જતો ત્યારે આ જ શરમનો અનુભવ મને થતો.

થોડા વખત પર જ બનેલા એક શરમના બનાવથી,

ગરીબોને પૈસા આપતાં હું કેમ શરમાઉં છું તે મને પાછું યાદ આવ્યું ને તેનાં કારણો પણ સ્પષ્ટ થઇ ગયાં.

આ બનાવ ગામડામાં બનેલો. મારે એક જાત્રાળુને આપવા માટે વીસ કૉપેક જોઈતા હતા. મેં મારા છોકરાને કોઈની પાસેથી એટલું ઉછીનું લઈ આવવાને મોકલ્યો. તેણે બે ડાઇમ તે જાત્રળુને આપ્યા અને મને કહ્યું કે હું રસોઇયા પાસેથી ઉછીના લઈ આવ્યો છું. થોડા દિવસ પછી વળી બીજા જાત્રાળુઓ આવ્યા, અને મારે ફરીથી વીસ કૉપેકની જરૂર પડી. મારી પાસે એક આખો રુબલ હતો. મારે રસોઇયાને વીસ કૉપેક દેવા હતા એ મને તે વખતે યાદ આવ્યું; એની પાસે થોડું વધારે પરચુરણ હશે એવી આશાથી હું રસોડામાં ગયો, અને મેં તેને કહ્યું :

" મેં તારી પાસેથી બે ડાઇમ ઉછીના લીધેલા, તેથી લે આ રુબલ. "

મારું વાક્ય પૂરું થતાં પહેલાં જ, એણે પાસેની ઓરડી-માંથી પોતાની સ્ત્રીને બૂમ પાડી:

" પરાશા, આ લઈ જા. "

મારે શું જોઈતું હતું તે એ સમજી હશે એમ માની મેં એને રુબલ આપ્યો. રસોઇયાને અમારા ઘરમાં રહ્યે લગભગ અઠવાડિયું થઈ ગયું હતું, અને મેં એની સ્ત્રીને જોઈ હતી; પણ એની સાથે બોલવાનો પ્રસંગ કદિ નહોતો આવ્યો. હું એને કહેવા જ જતો હતો કે મારે પરચુરણ જોઈએ છે, એટલામાં મારા હાથને ચૂમી લેવા એ ઝડપથી મારા હાથ તરફ આવી. એને જરુર એમ જ લાગ્યું કે મેં એટલો રુબલ એને બક્ષિસ કર્યો છે. હું કંઇક બબડયો અને રસોડામાંથી

બહાર નીકળ્યો. હું ખૂબ શરમાયો; આવી દુઃખદ શરમ કેટલાયે વખતથી મેં અનુભવી નહોતી. મને એકદમ ખૂબ દુઃખ થઈ આવ્યું. મને લાગ્યું કે મેં મ્હોંના ચાળા કર્યા, ને નિઃશ્વાસ નાંખતો હું રસોડામાંથી દોડી નીકળ્યો. કેટલાયે વખતથી મારે આવી શરમનો પ્રસંગ નહોતો આવ્યો. અને વૃદ્ધ હોવા છતાં એવી રીતે રહેતો હતો કે આવી શરમ મારે માટે ન જ હોય. હું ધારૂં છું કે ખાસ કરીને આ કારણથી જ આ અઘટિત અને અનપેક્ષિત શરમથી હું હબકી ગયો. હું એ શરમથી અતિશય ચમકી ઉઠ્યો. મેં આ વાત ઘરનાં બધાં માણસોને અને મિત્રોને કહી. બધાંએ કબૂલ કર્યું કે તેમની પણ એ જ સ્થિતિ થઈ હોત. હું શાથી શરમાયો હોઇશ એનું મને રહી રહીને અચરજ થયું. પણ મૉસ્કોમાં બનેલા એક બનાવે એનું ઝટ સમાધાન કર્યું.

મેં આ બનાવનો વિચાર કર્યો, અને રસોઇયાની સ્ત્રીથી હું કેમ શરમાયો હતો તેનું રહસ્ય મને સમજાયું. મારી મૉસ્કોની પરોપકારની પ્રવૃત્તિ દરમિયાન મેં જે જે લાગણી અનુભવી હતી તે અને અત્યારે પણ ભિખારીઓને અને જાત્રાળુઓને જે થોડુંક દાન તરીકે નહિ પણ વિવેક કે સભ્યતાને ખાતર મને આપવાની ટેવ છે તેના કરતાં વધારે આપતાં મનમાં જે જે ભાવો ઉભરાય છે તેનું કારણ મારા ધ્યાનમાં આવ્યું. કોઈ માણસ તમારી પાસે દેવતા માગતો આવે ને તમારી પાસે દીવાસળી હોય તો તમારે તેને સળગાવી આપવી જોઇએ. પણ એમાં વિવેક છે દાન નથી.

તમારી પાસે વીસ કૉપેક અથવા થોડા રુબલ વધારાના હોય ને કોઈ માગે ને તમે તેને આપો તેમાં પણ

પુણ્ય નથી વિવેક છે. આ એક દાખલો જુઓ: બે વરસ પહેલાં હું જે બે ખેડુતો સાથે લાકડાં વહેરતો તેમની વાત મેં પહેલાં કરી છે. એક શનિવારે સાંજે અંધારૂં થાય એટલે હું તેમની સાથે શહેરમાં ગયો. તેઓ મજૂરીના પૈસા લેવા માટે તેમના શેઠની પાસે જતા હતા. ડૅગો મિલો પૂલ પર પહોંચતાં અમને એક ઘરડો માણસ મળ્યો. એણે કંઈક ભીખ માગી, અને મેં એને વીસ કૅાપેક આપ્યા. હું એને કૅાપેક આપતો હતો ત્યારે મારા મનમાં વિચાર થયો. "સેમનને આ કેવું ગમશે!" સેમનની સાથે હું હમેશાં ઈશ્વર વિષે વાતો કરતો. સેમન લાડીમિરનો એક ખેડૂત હતો અને પોતાની સ્ત્રી તથા બે છોકરાં સાથે મૉસ્કોમાં રહેતો હતો. તેણે ઉભા રહી અંગરખાનો છેડો ઊંચો કરી પોતાની કોથળી કાઢી. થોડી વાર કોથળીમાં હાથ ફેરવી ત્રણ કૅાપેક બહાર કાઢ્યા અને એમાંથી બે કૅાપેક પાછા આપવાનું કહી, પેલા ડોસાને આપ્યા.

ડોસાએ એને બે — ત્રણ કૅાપેક સિક્કા અને એકએક — કૅાપેક સીક્કો બતાવ્યો. સેમને એ તરફ નજર કરી, અને કૅાપેક પાછા લેવાના વિચારમાં હતો, એટલામાં તેણે વિચાર ફેરવી નાંખ્યો. ટોપી ઉતારી ડોસાને સલામ કરી, ક્રુસનું ચિન્હ કર્યું, અને તેની પાસે ત્રણે કૅાપેક રહેવા દઇને જ ચાલવા માંડયું. સેમનની આર્થિક સ્થિતિ હું પૂરેપૂરી જાણતો હતો. એની પાસે રહેવાને ઘર પણ નહોતું અને કંઇ મિલ્કત પણ ન હતી. એણે એ ત્રણ કૅાપેક આપ્યા ત્યાં સુધીની એની કમાણી માત્ર છ રુબલ અને પચાસ કૅાપેક જ હતી. એટલે એની બચત પણ એટલી જ કહી શકાય. મેં લગભગ છ લાખ

રુબલ બચાવ્યા હતા. મારે સ્ત્રી અને છોકરાં હતાં, તેમજ સેમનને પણ હતાં. એ મારા કરતાં ઉંમરે નાનો હતો, ને એનાં છોકરાં થોડાં હતાં, પણ એનાં છોકરાં નાનાં હતાં, જ્યારે મારાં બે તો કામ પર જઇ શકે એટલી ઉંમરનાં હતાં. તેથી જો અમે ભેગાં કરેલા ધનનો વિચાર બાજુએ રાખીએ તો તો અમારા બંનેની સ્થિતિ સરખી જ હતી, અથવા એમ કહું તો ચાલે કે મારી વધારે સારી હતી. એણે ત્રણ કૅાપેક આપ્યા ને મેં વીસ. એટલે એણે શું આપ્યું, અને મેં શું આપ્યું? સેમન જેટલું જ આપવાને મારે કેટલું આપવું જોઇતું હતું? એની પાસે છસો કૅાપેક હતા. તેમાંથી એણે એક કૅાપેક આપ્યો, અને પાછળથી બે વધારે આપ્યા. મારી પાસે છ લાખ રુબલ હતા. એટલે રુમને કર્યું તે કરવા માટે મારે પ્રથમ ત્રણ હજાર રુબલ આપવા જોઇતા હતા અને બે હજાર પાછા આપવા કહેવું જોઇતું હતું; અને એટલા છૂટા ન મળી શકયા હોત, તો આ બે હજાર પણ ડોસાને આપી દઈ અને ક્રુસનું ચિન્હ કરી, કારખાનાના મજૂરો કેવી રીતે રહે છે, અને સ્મોલેસ્કસ મારકેટમાં રહેનારને શું ખર્ચ આવે છે તેની શાંતિથી વાતો કરતા ચાલવા માંડવું જોઇતું હતું. મેં આ બનાવ પર વિચાર કર્યો; પણ એમાંથી નીકળતું ,અચૂક અનુમાન તો હું ઘણા લાંબા વખત પછી તારવી શકયો. આ અનુમાન એવું અણધારેલું અને વિચિત્ર લાગે છે કે એ ગણિતના સિદ્ધાંત જેટલું ચોક્કસ હોવા છતાં, એનો સ્વાભાવિક સ્વીકાર કરતાં માણસને વાર લાગે છે કે એમાં કંઇક ભૂલ હોવી જોઇએ પણ એમાં જરાયે ભૂલ નથી. માત્ર આપણી આજુબાજુ વ્યાપેલી ભૂલનો

અંધકાર જ તેને સમજવાની આડે છે. જે ક્ષણે આ અનુમાન મને સ્ફૂર્યું એની ચોકસાઇ મેં જોઇ, તે જ ક્ષણે રસોઇયાની સ્ત્રીના દેખતાં અને હું પૈસા આપતો તે બધા ગરીબ લોકોની હાજરીમાં મારા મ્હોં પર શરમના શેરડા કેમ પડી જતા તેનું કારણ મારા ધ્યાનમાં આવ્યું.

ખરેખર જેમને હું દાન કરતો હતો તે ગરીબોને અને જેને રુબલ હું આપી દઉં છું એમ લાગેલું તે રસોઇયાની સ્ત્રીને મન બધા દ્રવ્યની શી ગણત્રી? ઘણીખરી વખત તો એ એટલું બધું અલ્પ હોય છે કે રોમન અથવા તો પેલી રસોઇયાની સ્ત્રીએ મારા પૈસા કેટલામો ભાગ છે તે સહેલાઇથી બોલી પણ ન શકે. સામાન્યતઃ એ 'દસ લક્ષાંશ' અથવા તો એના જેવો જ કોઇ 'અંશ' હોય છે. હું એટલું ઓછું આપું છું કે મારા આપવાથી મારે ત્યાં ખોટ પડતી નથી, પડી શકે પણ નહિ. મારે મન માત્ર મારી મોજમાં આવે ત્યારે એનો હું આનંદ લઇ શકું એવી એ રમત છે. રસોઇયાની સ્ત્રીએ પણ આવું જ ધારેલું. રસ્તે જનારને પણ હું એક રુબલ અથવા વીસ કૉપેક આપી નાંખું તો રસોઇયાની સ્ત્રીને હું એક રુબલ આપું એમાં શી મોટી વાત? તેને મન તો આમ રુબલ આપવો અને શ્રીમંત લોકો કરે છે તેમ લોકોમાં રેવડીઓ ઉછાળવી, બંને એક જ છે; જેમની પાસે હરામના પૈસાનો ઢગલો પડેલો છે તેમની રેવડી ઉડાવવી એ એક રમત છે. મારી શરમનું કારણ એ હતું કે રસોઇયાની સ્ત્રીની ભૂલે મારી આંખો એકદમ ઉઘાડી. મને જણાયું કે એનો અને જેઓ ખાધેપીધે સુખી નથી તેવા બધાએ લોકોનો મારે વિષે આવો જ ખ્યાલ હશે કે હું હરામનો પૈસો ઉડાવી રહ્યો.

છું !" હરામનો પૈસો એટલે જેને માટે પરસેવો ઉતાર્યો નથી તે.

ખરેખર, મારું આ દ્રવ્ય એ શું છે? મેં એ દ્રવ્ય કેમ મેળવ્યું છે? એમાંનો એક ભાગ મેં મારા બાપે મૂકેલી જમીનમાંથી ભેગો કર્યો છે. એ પૈસા ભરવા સારુ ખેડુતોએ પોતાનું છેલ્લું ઘેટું ને ગાય વેચ્યાં હશે. મારા દ્રવ્યનો બીજો ભાગ મેં મારાં પુસ્તકોમાંથી મેળવ્યો છે. જો મારાં પુસ્તકો નુકસાનકારક હોય તો મેં કરેલા ગુન્હાના ફળ રૂપે તે વેચાય છે, અને એમાંથી મને જે પૈસા મળે છે તે ભૂરે માર્ગે મેળવેલા ગણાય. પણ જો તે પુસ્તકો લોકોને ઉપયોગી હોય તો તો પરિણામ એથી પણ ખરાબ છે. હું કંઈ લોકોને પુસ્તકો આપી દેતો નથી, પણ કહું છું, "મને સત્તર રુબલ આપો, તો જ તમને હું એ પુસ્તકો લેવા દઈશ." અને જેવી રીતે પેલા દાખલામાં, ખેડુતને એનું છેલ્લું ઘેટું વેચવું પડયું હશે, તેમ અહીંઆં મને પૈસા આપવા માટે ગરીબ વિદ્યાર્થી અથવા શિક્ષક, અથવા ગરીબ માણસ, પોતાની જરૂરિયાતો પર કાપ મૂકશે. આવી રીતે મેં પૈસાનો પર્વત રચી દીધો છે. અને તેનું હું કરું છું શું? આ પૈસો હું શહેરમાં લઈ જાઉં છું અને ગરીબોને આપું છું. પણ ક્યારે? કે જ્યારે તેઓ મારી મરજી પ્રમાણે ચાલીને રસ્તા, દીવાબત્તી અને મારા જોડા સાફ કરવા, અને મારે માટે કારખાનાંઓમાં કામ કરવા શહેરમાં આવે છે ત્યારે જ.

મારે જોઈતી દરેક ચીજ માટે આ દ્રવ્ય સારુ હું તેમની સાથે તાણાતાણ કરું છું — તેમને જેમ બને તેમ ઓછું આપવાનો અને તેમની પાસેથી જેમ બને તેમ વધારે લેવાનો પ્રયત્ન

કરૂં છું. અને પછી કંઇ પણ વિચાર વિના એકાએક કેવળ ગંમતની ખાતર, હું આ જ દ્રવ્ય ગરીબોને, અને તે પણ બધા ગરીબોને નહિ પણ માત્ર મારી મોજમાં આવે તેમને જ પાછા આપવા માંડું છું. પછી દરેક ગરીબ માણસ આશા કેમ ન રાખે કે મારો હરામનો પૈસો જેમને આપુ તેઓમાં ભાગ્યવશાત્ કદાચ એનો પણ વારો આવે? બધા મારી તરફ એ જ ધારણાથી જુએ છે, અને રસોઇઆની સ્ત્રીએ પણ મારી તરફ એ જ રીતે જોયું હતું.

મારી આંખે એવાં ભયંકર પડળ આવ્યાં છે કે આમ એક હાથે ગરીબો પાસેથી હજારો રુબલ પડાવી લેવા, અને બીજે હાથે મોજમાં આવે તે લોકો તરફ થોડાક કૅપેક પાછા ફેંકવા એને હું પરોપકાર સમજું છું. પછી જો હું શરમથી વિંધાઉં તો તેમાં શી નવાઈ?

તેથી જરૂર પરોપકાર કરતાં પહેલાં મારે જાતે પાપથી મુક્ત થવું જોઇએ, અને મારાથી પાપ થાય જ નહિ એવી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ. પણ અત્યારે તો મારૂં આખું જીવન પાપ નથી તો બીજું શું છે? એક લાખ રુબલ આપી દઉં તો પણ કલ્યાણ કરી શકું એવી સ્થિતિ હું પ્રાપ્ત નહિ કરી શકું, કારણકે તે પછી પણ મારી પાસે બીજા પાંચ લાખ રુબલ પડ્યા હશે. પણ જ્યારે મારી પાસે કંઈ પણ બાકી નહિ રહે ત્યારે જ હું થોડું પણ હિત કરી શકીશ. કંઈ નહિ તો પેલી વેશ્યાએ પેલી માંદી સ્ત્રી અને તેનાં બાળકની ત્રણ દિવસ સુધી સેવા કરી, તેટલું તો કરી જ શકીશ. અને મને એ સેવા તે વખતે તદન જૂજ લાગેલી! અને તેમ છતા મેં પુણ્ય વિષે વિચાર કરવાની હિમ્મત કરેલી! લ્યાપિંસ્કી હાઉસમાં

ભૂખ અને ટાઢથી ટળવળતા ગરીબોના દર્શનથી પ્રથમ જે વિચારની ઝાંખી મને થઈ હતી કે એમની એ સ્થિતિ માટે હું જ જવાબદાર છું અને જે રીતે હું રહેતો હતો તે રીતે રહેવું હવે પછી મારે માટે અશક્ય, બીલકુલ અશક્ય છે, તે જ સત્ય હતો. ત્યારે કરવું શું? જો કોઇને આનો જવાબ જોઇતો હોય, ને ઇશ્વરની ઇચ્છા હશે તો હું એનો લંબાણથી વિગત-વાર જવાબ આપીશ.

## ૧૬

**આ** વસ્તુનો સ્વીકાર કરવો એ પહેલાં તો મને મુશ્કેલ લાગ્યું, પણ જ્યારે મને એના સત્યની પ્રતીતિ થઇ ત્યારે હું અત્યાર સુધી કેવી ભ્રાંતિમાં પડી રહ્યો હતો તે જોઇને મને કંપારી છૂટી. જાતે ગળા સુધી કાદવમાં ખુંચેલો છતાં હું બીજાઓને તેમાંથી બહાર કાઢવાનો ડોળ કરતો હતો. હું સાચે જ શું કરવા માગતો હતો? મારે બીજાનું ભલું કરવું હતું, ભૂખમરાથી અને ટાઢથી લોકોનું રક્ષણ કરવું હતું, તેઓ માણસાઇથી રહી શકે તેવી વ્યવસ્થા કરવી હતી.

મારે કરવું હતું આ, અને હું જોઉં છું કે જુલમ, બળાત્કાર, અને બધી જાતની યુક્તિપ્રયુક્તિઓથી મજૂરો પાસેથી તેમની જરૂરિયાતો પણ છીનવી લેવામાં આવે છે, અને હું પણ તેમ કરવામાં ભાગ લઉં છું; જ્યારે મારા જેવા આળસુ વર્ગના લોકો બીજા લોકોની મજૂરી પર તાગડધિન્ના કરી રહ્યા છે.

હું જોઉં છું કે બીજાઓની મજૂરીથી મળતી લહેરની એવી સુંદર વહેંચણી કરવામાં આવી છે કે માણસ જેમ જેમ વધારે કારસ્થાની, અને પોતે અથવા જેની પાસે તેણે પૈસો વારસામાં મેળવ્યો હોય તે જેમ વધારે ઊંડાં છળ કરે તેમ તે લહેરનો તે વધારે લાભ લે છે ને તેટલા જ પ્રમાણમાં મજૂરીમાંથી પોતાની જાતને બચાવે છે.

અમીર ઉમરાવો, શ્રીમંત શરાફો, વેપારીઓ, મોટા જમીનદારો અને સરકારી અમલદારો પહેલા વર્ગમાં આવે છે; પછીથી ઓછા પૈસાદાર શરાફો, વેપારીઓ, અને મારા જેવા જમીનદારો; ત્યાર પછી નાના વેપારીઓ. વીશીવાળાઓ, ધીરધાર કરનારાઓ, ગામડાંના પોલીસ અમલદારો, શિક્ષકો, દેવળના નોકરો, અને કારકૂનો આવે છે; ત્યાર પછી દરવાનો હજૂરીઆઓ, ગાડીવાન, પાણકાઓ અને ગાડાં હાંકનારાઓ તથા ફેરીઆઓ આવે છે; અને છેલ્લા પણ આ બધાથી દસગણા મજૂરો. કારખાનામાં કામ કરનારાઓ અને ખેડુતો છે.

આ મજૂરવર્ગના નવદશાંશ લોકોનું જીવન જ એવું છે કે જેથી તેમને નસીબે મહેનત ને મજૂરી આવે છે. કોઇ પણ નૈસર્ગિક જીવન આવું જ હોય એ ખરૂં, પણ જે કરામતોથી આ લોકો પાસેથી જીવનની જરૂરિયાતો પડાવી લેવામાં આવે છે, અને તેમનાપર જે જુલમ ગુજારવામાં આવે છે તેને લીધે એમનું જીવન વરસે વરસે વધારે સખત અને કષ્ટમય બનતું જાય છે. પણ તે સાથે આપણું, આળસુ વર્ગના લોકોનું જીવન તો કળા અને વિજ્ઞાનના સહકારથી વરસે વરસે વધુ વૈભવી, વધુ આકર્ષક, અને વધુ નિશ્ચિંત બનતું

જાય છે; અને કળા અને વિજ્ઞાનનો હેતુ પણ એ જ છે કે આપણાં જીવનને એવું બનાવવું. આજે મજૂર લોકોની, ખાસકરીને તેમનાં ઘરડાંઓ, સ્ત્રીઓ અને છોકરાંઓની જીંદગી કામને લીધે પડતી સખત તાણ અને તેના પ્રમાણમાં ખોરાક મળતો નથી તેથી બરબાદ થઇ રહી છે. અત્યંત આવશ્યક જરૂરિયાતોમાં પણ મજૂરોને નિશ્ચિંતતા નથી. અને આળસુ વર્ગનું, જેમાંનો હું પણ એક છું તેનું જીવન ? આળસુવર્ગનું જીવન વરસે વરસે વધારે વૈભવી, ચેનબાજીવાળું અને વધારે નિશ્ચિંત બનતું જાય છે. અને મારા જેવા એ વર્ગમાં ખાસ લાભ ઉઠાવનારાઓનું જીવન તો એટલું બધું નિશ્ચિંત બનેલું છે કે એનો ખ્યાલ તો જૂના વખતની ભૂત પરીઓની વાતોમાં જ મળી શકે. તેમની પાસે ગમે તેટલું કાઢો તોએ ખૂટે નહિ એવી 'અક્ષય' કોથળી ભરેલી છે. જીવન ટકાવવા માટે દરેક માણસે અમુક મજૂરી કરવી જ જોઇએ એ જીવનના કાનૂનમાંથી તેઓ સંપૂર્ણ રીતે મુક્ત છે એટલું જ નહિ પણ તેઓ કોઇ પણ જાતની મજૂરી વગર જીંદગીનાં સર્વ સુખ ભોગવી નાણાંની આ 'અક્ષય' કોથળી પોતાનાં છોકરાંઓને અથવા બીજા ફાવે તેને વારસામાં આપી શકે છે.

મજૂરોના પરસેવાની પેદાશ મજૂરલોકના હાથમાંથી મજૂરી ન કરનારાઓના હાથમાં વધારે ને વધારે ચાલી જાય છે. સમાજના બંધારણનો પિપરામિડ એવી ઢબે બંધાએલો લાગે છે કે પાયાના પત્થરો શિખરે જઈ રહ્યા છે, અને આ ગતિ એકથી બમણી ને બમણાથી ચારગણી વધી રહી છે. જો કીડીઓ પોતાના સમાજનો સામાન્ય નિયમ ભૂલી જાય,

અને થોડીક કીડીઓ પોતાની મજૂરીની પેદાશ રાફડાની ટોચે લઇ જવાનું શરૂ કરે, તેમ કરી તળીયાંને સાંકડું કરી ટોચનો વિસ્તાર વધારે, અને એવી રીતે બીજી બધી કીડીઓને પાયો છોડી ટોચ પર આવવાની ફરજ પાડે તો કીડીના રાફડાની જે સ્થિતિ થાય તેવી આજે માનવસમાજની થઇ રહી છે. માણસનો જીવનનો આદર્શ મજૂરી મટી જઇ પેલી 'અક્ષય' કોથળીએ તે સ્થાન લીધું છે.

હું અને મારા જેવા બીજા શ્રીમંત લોકો આ 'અક્ષય' કોથળી કાયમ રાખવા માટે અનેક ઉપાયો યોજીએ છીએ. એનો ઉપભોગ લેવા માટે અમે શહેરમા જઇ વસીએ છીએ. ને ત્યાં ઉત્પન્ન તો કશુંએ નથી થતું પણ બધું સફા માત્ર થઇ જાય છે. શ્રીમંત માણસને આ જાદુઇ 'અક્ષય' કોથળી મળી શકે તે માટે બિચારો ગરીબ મજૂર નીચોવાય છે ને તેથી તેની પાછળ શહેરમાં દોડે છે, એ જ ઉપાયો કરી જેમ બને તેમ થોડી મહેનતથી ઘણી ચીજોનો ઉપભોગ લઈ શકાય તેવી સ્થિતિ પ્રાપ્ત કરે છે, અને આવી રીતે પોતાની સ્થિતિ વધારે આકરી માત્ર બનાવે છે; અથવા આ સ્થિતિએ પહોંચ્યા વગર જ નાશ પામે છે કે પછી આજ કાલ વધી રહેલાં સસ્તાં મુસાફરખાનાંઓમાં ભૂખ અને ટાઢથી સડી જતાં હજારો માણસોમાં એકનો વધારો કરે છે.

જે લોકો બધી જાતના ઉપાયોથી મજૂર લોકો પાસેથી તેમની જરૂરિયાતો છીનવી લે છે, અને જેમણે આ ઉપાયોથી લોકોને લલચાવનારી 'અક્ષય' જાદૂઇ કોથળી સંપાદન કરી છે, તેમાંનો જ એક હું પણ છું. અત્યારે હું લોકોને ચૂસી રહ્યો છું, ને હવે જો મારે તે લોકોને મદદ કરવી હોય

તો એટલું તો સ્પષ્ટ જ છે કે તે લોકોને ચૂસી લેવાનું મારે છોડી દેવું જોઇએ, અને બીજું, મારે તેમને લલચાવવાનો પ્રયત્ન બંધ કરવો જોઇએ. પણ હું તો સૈકાઓથી ચાલતી આવેલી, અત્યંત ગૂઢ, દગાથી ભરેલી અને દુષ્ટ યુક્તિઓથી પેલી 'અક્ષય' નાણાં કોથળીનો માલિક થયો છું. અને તેથી હું જાતે કંઇ પણ કામ ન કરતાં, સેંકડો અને હજારો ને મારે માટે કામ કરવાની ફરજ પાડી શકું તેમ છું. અને સાચે જ હું એમ કરતાં છતાં માનું છું કે એ લોકો પર હું દયા કરૂં છું અને તેમને મદદ કરવા ઇચ્છું છું. હું તો અત્યારે એક માણસની બોચી પર ચઢી બેઠો છું, એને ગુંગળાવી રહ્યો છું, અને કહું છું કે મને ઉચકી ચાલ; અને એના પરથી નીચે ઉતર્યા વગર મારી જાતને અને બીજાઓને ખાતરી આપું છું કે મને એ બીચારાને માટે અત્યંત દુઃખ થાય છે અને માત્ર એની બોચી ઉપરથી નીચે ઉતર્યા સિવાયના બીજા કોઇ પણ ઉપાયે એનું દુઃખ ઓછું કરવા તૈયાર છું.

અને વાત કેટલી સરળ છે! કે જો મારે ગરીબોને મદદ કરવી હોય, તેમની ગરીબાઇ નાબૂત કરવી હોય તો મારે નવા ગરીબો ઉત્પન્ન કરવા ન જોઇએ. પણ અત્યારે તો સ્થિતિ એવી જ છે કે જે ગરીબ લોકોએ પોતાના સ્વાભાવિક જીવનનો ત્યાગ કરેલો છે તેમને હું રાજીખુશીથી સેંકડો રુબલ આપી દઉં છું; અને તેને બદલે જેમણે હજુ પોતાના સ્વાભાવિક જીવનનો ત્યાગ નથી કર્યો તેમની પાસેથી હજારો છીનવી લઉં છું, અને તેમ કરી તેમને કંગાલ અને પહેલાંના કરતાં વધારે ભ્રષ્ટ પણ બનાવું છું.

આવી સરળ વાત છતાં પણ મારી સ્થિતિનું સમર્થન કરે એવાં ખોટાં કારણો ન ઉપજાવીને અને કોઇ પણ રીતે મન ન મનાવીને આ બધું સમજી જવું મારે માટે બહુ અઘરૂં હતું. મેં મારો અપરાધ કબૂલ કર્યો કે તરત જ, પહેલાં જે વિચિત્ર, ગુંચવણભરેલું, ગૂઢ, અને મુશ્કેલ લાગતું હતું તે સાવ સરળ અને સમજી શકાય તેવું થઇ ગયું. અને સૌથી વધારે તો એ કે પહેલાં મારા જીવનનો માર્ગ ગુંચવણ ભરેલો, મુશ્કેલ, અને કષ્ટદાયક હતો તે આ ખુલાસાને લીધે સરળ, સ્પષ્ટ અને મધુર થઈ ગયો.

અને લોકોને આ મદદ કરવા નીકળનાર હું કોણ છું? લોકોને મદદ કરવા ઇચ્છનાર હું આખી રાત ચાર ચાર મીણબત્તીઓ આખી બળીને સાફ થઈ જાય ત્યાં સુધી 'વીન્ટ'ની રમત રમું છું અને થાકેલો ને સુસ્ત બપોર ચઢ્યે ઉઠું છું, સેંકડો માણસોની મદદ અને સેવાનો ઉપયોગ કરૂં છું, અને પછી મદદ કરવા નીકળું છું. અને તે મદદ પણ કોને? જે લોકો પાંચ વાગે ઉઠે છે, ભોંય પર સુવે છે, માત્ર કોબી ને રોટલો ખાઇને જીવે છે; જેમને હળ ફેરવતાં, ઘાસ કાપતાં, કુહાડીને હાથો બેસાડતાં, લાકડાં વહેરતાં, ઘોડો જોડતાં ને સીવતાં આવડે છે; જેઓ શક્તિમાં, સહનશીલતામાં, આવડમાં, અને સંયમમાં મારા કરતાં હજારો દરજ્જે ચઢિયાતા છે, તેમને. આવા લોકોની સાથે સંસર્ગમાં આવતાં મને શરમ ન ઉપજે તો બીજું શું થાય? તેમનામાં જે અત્યંત નબળો એટલે દારૂડીયો, મુસાફરખાનામાં પડી રહેનારો, જેને તેઓ લફંગો કહે છે તે પણ મારા કરતાં સો વસા વધારે ઉદ્યોગી છે. હું લોકોને કેટલું આપું છું અને

અને તેમની પાસેથી કેટલું લઉં છું ને તે લોકોને કેટલું આપે છે અને તેમની પાસેથી કેટલું લે છે એની તૂલનામાં એનું ત્રાજવું ઘણું નીચે ઝૂકે છે.

અને છતાં હું આ લોકોને મદદ કરવા નીકળી પડું છું! હું ગરીબોને મદદ કરવા બહાર પડું છું અને તે ગરીબો કોણ છે? મારા કરતાં વધારે ગરીબ હોય એવો એકે માણસ નથી. હું એક અશક્ત, પરોપજીવી નકામો જીવ છું; અમુક જ જાતની પરિસ્થિતિમાં જ જીવી શકું તેમ છું. હજારો લોકો મહેનત કરીને મરી જાય તો જ આ નમાલું જીવન ટકી શકે તેમ છે. હું ઝાડનાં પાંદડાને ખાઇ નાંખતો કીડો છું, તેમ છતાં મારે હાથે તે ઝાડનો રોગ નષ્ટ થાય અને તે સારી રીતે વધે તથા ફળફૂલથી સમૃદ્ધ થાય એમ ઇચ્છા રાખું છું.

અને મારૂં જીવન કેમ જાય છે? હું ખાઉં છું, વાતો કરૂં છું, વાતો સાભળું છું; પાછો ખાઉં છું, લખું છું અથવા વાંચું છું, એટલે કે ફરી વાતો કરૂં છું ને વાતો સાંભળું છું; વળી ખાઉં છું અને રમું છું; વળી પાછો ખાઉં છું, વળી પાછો વાતો કરૂં છું, ને વળી વાતો સાંભળું છું; વળી ખાઉં છું અને છેવટે સૂઈ જાઉં છું. આ મારા જીવનનો ક્રમ છે; અને બીજું કંઈ મારાથી થાય તેમ નથી. અને હું આવી રીતે જીવી શકું તે માટે દરવાન, ખેડુત, એઠવાડો કાઢનાર, રસોઇઓ, હજૂરિયો, ગાડીવાન, ધોબણ, વગેરેને સવારથી સાંજ સુધી કામ કરવું પડે છે, અને ગાડીવાન, રસોઇઆ, હજૂરિયા વગેરેને મારે માટે કામ કરવા માટે જે ઓજારો અને વસ્તુઓ, કુહાડીઓ, પીપ, બ્રશ, રકાબીઓ, રાચરચીલું,

તકતાઓ, કાળો રંગ, પેટ્રોલિયમ, સૂકું ઘાસ, કાઠી, માંસ વગેરેની જરૂર પડે તે તૈયાર કરવામાં રોકાએલા લોકો તો વળી જૂદા જ. આ બધાયે લોકો, હું એક વાતો કરી શકું અને ખાઇ પીને ઊંઘી શકું તે માટે દરરોજ આખો દિવસ સખત કામ કર્યા કરે, અને હું હરામી માની લઉં છું કે બીજાઓને એટલે જેઓ મને નભાવી રહ્યા છે, તેમને જ મદદ કરવાને હું શક્તિમાન છું.

હું કોઇને મદદ ન કરી શક્યો અને મારે શરમાવું પડ્યું તેનું તો કંઇ અશ્ચર્ય નથી પણ આવો નમાલો વિચાર મને કેમ સૂઝ્યો હશે તેનું જ મને આશ્ચર્ય થાય છે. પેલા ઘરડા માંદા માણસની સારવાર કરી પેલી સ્ત્રીએ તેની સેવા કરી હતી, જમીનમાં મહેનત મજૂરી કરીને મેળવેલા રોટલામાંથી બટકું કાઢી આપી પેલા ખેડુતની સ્ત્રીએ પેલા ભિખારીને મદદ કરી હતી તે સેવા એમાં શક નથી, પોતાની જાતકમાણીમાંથી ત્રણ કૉપેક પેલા ભિખારીને આપી દેનાર સેમને જરૂર તે ભિખારીની સેવા કરી હતી, કારણ એ કૉપેક તેના ખરા પરસેવાના હતા, પણ મેં કરી તે નહોતી કોઇની સેવા, કે નહોતી કોઇને મદદ, કારણ હું સારી પેઠે જાણું છું કે મારૂં દ્રવ્ય મારા પરસેવાનું નથી. તેથી મને લાગ્યું કે પૈસામાં,—પૈસાના ધણી થવામાં જ કંઇક હીન અને અનીતિમય એવું છે; અને એ પૈસો, અને હું પૈસાનો માલિક હતો તે જ હકીકત મેં જોયેલાં બધાં સંકટોનં એક મુખ્ય કારણ હતું; એટલે મેં પોતાની જાતને પૂછ્યું :

"પૈસો? પૈસો એ શું છે.?"

## ૧૭

## પૈસો ! પૈસો એ શું છે ?

પૈસો એ મજૂરીનો અવેજ છે. હું એવા ભણેલા લોકોને મળ્યો છું જે ભાર દઇને કહે છે કે પૈસાવાળા માણસનો પૈસો એ તેની મજૂરીનો અવેજ છે. મારે કબૂલ કરી લેવું જોઇએ કે પહેલાં હું પણ ઝાંખો ઝાંખો આવો વિચાર ધરાવતો હતો. પણ મારે તો પૈસા અસલ શી વસ્તુ છે તે જાણવું હતું એટલે તે ખોળી કાઢવા હું તેના શાસ્ત્ર તરફ વળ્યો.

પૈસાનું શાસ્ત્ર કહે છે કે દ્રવ્યમાં એવું કશુ નથી કે જે ગેરવ્યાજબી અને વાંધા ભરેલું હોય. તે સામાજીક જીવનનું એક સ્વાભાવિક અંગ છે અને — (૧) વસ્તુઓના વિનિમયની સુગમતા માટે, (૨) તેમની કિંમતની આંકણી ચોક્કસ થાય તે માટે, (૩) સંચય માટે અને (૪) લેણદેણ માટે આવશ્યક

છે. જો મારા ખીસામાં મને પોતાને નિરૂપયોગી ત્રણ વધારાના રુબલ પડયા હોય તો કોઇ પણ સુધરેલા શહેરમાં જઈ મારે માત્ર ઇસારો જ કરવાની ખોટી કે હજારો માણસો દોડી આવીને આ ત્રણ રૂબલને માટે હું કહું તેવું સખત, નિંદ્ય અને અત્યંત નામોશીભરેલું કામ કરવાને તૈયાર થશે. પણ આ વિચિત્ર ઘટનાનું કારણ પૈસો નથી: રાષ્ટ્રોના આર્થિક જીવનની વિષમ સ્થિતિ એ જ તેનું કારણ છે. એક વર્ગના લોકો બીજા વર્ગ ઉપર જે હકૂમત ચલાવી શકે છે તેનું કારણ પૈસો નથી પણ મજૂરને તેની મહેનતનો પૂરો અવેજ નથી મળતો એ છે, અને તેને મજૂરીની પૂરી કિંમત નથી મળતી તેનું કારણ મૂડી, વ્યાજ ને રોજીની વિચિત્ર ખાસિયાતો, અને તેમના પરસ્પર, તથા પૈસાની ઉત્પત્તિ, વહેંચણી અને વ્યવસ્થા સાથેના સંબંધમાં રહેલી ગુંચવણમાં પડેલું છે.

રશિયન એટલે સીધી ઢબે કહું તો એવું બને છે કે પૈસાવાળા લોકોને પૈસા વગરના લોકોને વળ ચઢાવીને દોરડાં ભાંગવાનો હક મળે છે. પણ શાસ્ત્ર કહે છે કે એ વાત જુદી છે. શાસ્ત્ર કહે છે કે બધી જાતની ઉત્પત્તિમાં ત્રણ અંગોની જરૂર પડે છે જમીન, સંચિત મહેનત (મૂડી) અને મજૂરી. ઉત્પત્તિનાં આ અંગોના પરસ્પર જુદા જુદા સંબંધોને લીધે—પહેલાં એ સાધનો મજૂરોના હાથમાં નથી પણ ઇતર લોકોના હાથમાં છે એ વસ્તુસ્થિતિને લીધે -- આ વસ્તુસ્થિતિમાંથી ઉભા થતા ગુંચવણભરેલા સંયોગોને લીધે જ એક વર્ગના લોકોને બીજા વર્ગના લોકોની તાબેદારી ઉઠાવવી પડે છે.

અન્યાય અને ક્રૂરતાથી આપણને બધાંને ચોંકાવી નાંખનાર દ્રવ્યના સામ્રાજ્યનું કારણ શું હશે? એક વર્ગના લોકો બીજાઓ ઉપર પૈસાની મદદથી શી રીતે અમલ ચલાવે છે? શાસ્ત્ર કહે છે કે એનું કારણ ઉત્પત્તિનાં અંગોની વહેંચણી અને તેમના ભેળસેળથી ઉભા થતા સંજોગો જ છે; અને એ ગુંચવણને લઇને જ મજૂરો ઉપર જુલમ થાય છે. સવાલનો એક ભાગ — એ વસ્તુસ્થિતિમાં પૈસાની અસર કેટલે ભાગે પહોંચે છે તે — છોડી દેવામાં આવ્યો છે તે તો ખરૂં જ પણ ખાસ કરીને, કોઇ પણ તટસ્થને કૃત્રિમ અને સત્ય હકીકતથી અજુગતાં લાગે એવાં ઉત્પત્તિનાં અંગોનાં વર્ગીકરણને લીધે મને આ જવાબ હંમેશાં કંઇક વિચિત્ર લાગ્યો છે.

એમ કહેવામાં આવે છે કે દ્રવ્યની ઉત્પત્તિમાં ત્રણ અંગો કામમાં આવે છે — જમીન, મૂડી અને મજૂરી. અને આ વર્ગીકરણની બાબતમાં એવું ધારી લેવામાં આવેલું છે કે જે ઉત્પન્ન થાય છે તે (અથવા તેની કિંમત — રોકડ પૈસો) સ્વાભાવિક રીતે જેની જેની આ અંગોની માલકી તેની વચ્ચે વહેંચાઇ જાય છે. તે એવી રીતે કે: ભાડું — જમીનની કિંમત — જમીનદાર પાસે રહે છે, વ્યાજ મૂડીવાળા પાસે જાય છે અને કામની રોજી મજૂરી કરનારને મળે છે.

શું આ સાચું છે? પ્રથમ તો દ્રવ્યની ઉત્પત્તિમાં દરેક વખતે આ ત્રણ અંગોની જ જરૂર પડે છે એ વાત જ શું સાચી છે? દાખલા તરીકે અહીં જ મારી સામે આજુ-બાજુ હું આ લખી રહ્યો છું ત્યારે ઘાસ તૈયાર થઈ રહ્યું છે. એની ઉત્પત્તિમાં કયાં કયાં અંગો કામ આવે છે? કહેવામાં

એમ આવે છે કે જેમાથી એ ઘાસ ઉગ્યું છે તે જમીન, મૂડી એટલે જેની ઘાસ તૈયાર કરવામાં જરૂર પડે છે તે દાતરડાં, પંજેઠી, દાંતિયાં, ગાંડાં વગેરે, અને મજૂરી એ ત્રણ અંગો કામમાં આવ્યા છે. પણ હું સાફ જોઉં છું કે આ વાત સાચી નથી. જમીન ઉપરાંત ઘાસની ઉત્પત્તિમાં બીજા અંગો પણ કામ આવે છે. સૂર્યનો તાપ, પાણી, સામાજીક વ્યવસ્થા કે જેથી આ ઘાસ પગ નીચે કચરાઇ જતું બચ્યું, મજૂર લોકોનું જ્ઞાન, બોલવાની અને શબ્દોના અર્થ સમજવાની તેમની શક્તિ વગેરે અનેક કારણો આ ઉત્પત્તિમાં કામ આવે છે; પણ કોણજાણે શાથી અર્થશાસ્ત્ર એ બધાંનો સ્વીકાર કરતું નથી.

દરેક ઉત્પત્તિને માટે સૂર્યનો તાપ જમીનના જેટલો જ ઉપયોગી છે, બલ્કે જમીન કરતાં વધારે જરૂરી છે. એક વર્ગના લોકો દિવાલો કે વૃક્ષોની મદદથી બીજાઓને (ધારો કે શહેરોમાં) સૂર્યના તાપથી વંચિત રાખે તો તેમની શી સ્થિતિ થાય એ હું કલ્પી શકું છું. તો પછી એને ઉત્પત્તિનાં અંગોમાં કેમ નથી ગણવામાં આવતો? પાણી બીજુ અંગ છે અને તે પણ જમીનના જેટલું જ મહત્વનું છે. હવાનું પણ તેમજ છે. એક વર્ગના લોકો જ જો હવા અને પાણીની સંપૂર્ણ માલકીનો હક પોતાને માટે લઈ લે, તો પાણી અને હવા વિના બીજા લોકોની સ્થિતિ શી થાય એ પણ હું કલ્પી શકું છું. સમાજીક વ્યવસ્થાનું રક્ષણ એ વળી બીજું એક અંગ છે. મજૂર લોકોને માટેનાં ખોરાક અને કપડાં પણ એટલાંજ મહત્ત્વનાં ઉત્પત્તિનાં અંગો છે; અને કેટલાક અર્થશાસ્ત્રીઓએ આ વાત કબુલ પણ કરી છે. કેળવણી

એટલે બોલવાની તથા સમજવાની શક્તિ કે જેથી એક કામમાંથી બીજા કામમાં પડવાની સમજ આવે છે એ પણ એવું જ એક બીજું ઉત્પત્તિનું અંગ છે.

આવી જાતનાં ન ગણેલા ઉત્પત્તિનાં અંગો જો હું ગણાવવા બેસું તો એક આખું પુસ્તક ભરાઇ જાય. ત્યારે શાસ્ત્રીઓએ એ ત્રણ જ અંગો કેમ પસંદ કર્યાં હશે? અને અર્થશાસ્ત્રનાં મૂળ તરીકે એટલાં જ સ્વીકારવાનું શું કારણ? સૂર્યના તાપને અને પાણીને પણ જમીનની માફક ઉત્પત્તિનાં જુદાં જુદાં અંગો તરીકે ગણાવી શકાય; મજૂરનો ખોરાક, અને તેનાં કપડાં, જ્ઞાન અને તે બીજાને આપવાની શકિત — એમને પણ ઉત્પત્તિનાં નોખાં સાધનો ગણી શકાય. તો પછી માત્ર જમીન, મજૂરીનાં ઓજારો અને મજૂરી એ ત્રણને જ ઉત્પત્તિનાં પૃથક અંગો કેમ માનવામાં આવે છે? અને સૂર્યનાં કિરણો, પાણી, ખોરાક, જ્ઞાન વગેરેને શા સારૂ નથી ગણવામાં આવતાં? એનું કારણ એટલું એક જ છે કે માણસો સૂર્યનાં કિરણો, પાણી, હવા અને ખોરાક વાપરવાનો તથા બોલવાના ને સાંભળવાના માલકી હકનો દાવો વિરલ પ્રસંગોમાં જ કરે છે; પણ આપણા સમાજમાં જમીન અને મજૂરીનાં ઓજારોની માલકીનો દાવો લોકો હંમેશા કરતા આવ્યા છે.

આ વર્ગીકરણને માટે બીજો કોઈ આધાર નથી; અને તેથી પ્રથમ તો મને લાગે છે કે ઉત્પત્તિનાં અંગોનું આ જ ત્રણ વિભાગોમાં કરેલું વર્ગીકરણ મનસ્વી છે. વસ્તુસ્થિતિના સત્યને વિસારે મૂકીને કરવામાં આવેલું છે. પણ કદાચ આ

વર્ગીકરણ મનુષ્યના સ્વભાવમાં જ હશે. અને તેથી જ જ્યાં જ્યાં આર્થિક સંબંધો થતા હશે ત્યાં ત્યાં ઉત્પત્તિનાં આ ત્રણ જ અંગો એકદમ આગળ કરવામાં આવતાં હશે. ખરેખર એમ જ છે કે કેમ તે આપણે તપાસીએ.

મારી અત્યંત નજીકના લોકોને એટલે રશિયન સંસ્થાનિકોને જ લઇએ. તેમની સંખ્યા દશ લાખ છે. આ સંસ્થાનિકો કોઇ નવી જગ્યાએ જઇ વસે છે, ત્યાં સ્થાયી થાય છે અને ત્યાં કામ કરવા મંડે છે. અને તેમનામાંથી કોઇનેયે એમ નથી થતું કે કોઇ માણસ જમીનનો ઉપયોગ ન કરે ને તેનો માલિક થઈ શકે; અને જમીન જાતે તો કોઇને થોડી જ કહે છે કે મારા પર હક ફલાણાનો. ઉલટું સંસ્થાનિકોએ બુદ્ધિપૂર્વક જમીનને સામાન્ય માલકીની સમજે છે, અને દરેક જણ ફાવે ત્યાં અને ફાવે તેટલી જમીનમાં ખેડે અથવા ઘાસ કાપે એ વસ્તુસ્થિતિને જ તેઓ સાચી ગણે છે. સંસ્થાનિકો જમીન સુધારવા તથા ખેડવાને માટે ઓજારો મેળવે છે, અને કોઇને એકલાં મજૂરીનાં સાધનોથી જ કોઇ પણ જાતની કમાણી થઇ શકે એવી કલ્પના પણ તેમને નથી આવતી; અથવા તો મૂળ મૂડીવાળા પણ કોઇ ખાસ હક માગતા નથી. એથી ઉલટું સંસ્થાનિકો સમજપૂર્વક એમ જ માને છે કે મજૂરીનાં હથીઆરો અથવા દાણા કે મૂડીનાં કરજ માટે કોઇ પણ જાતનું વ્યાજ લેવું એ ગેરવ્યાજબી છે. સંસ્થાનિકો સ્વતંત્ર જમીનમાં અથવા પોતે વગર ભાડે ઉછીનાં આણેલાં ઓજારોથી કામ કરે છે; દરેક જણ કાં તો એકલો પોતાને માટે કામ કરે છે અથવા બધા સાથે મળીને બધાના સામાન્ય હિત સારૂ કામ કરે છે.

આવા સમાજમાં ભાડાં કે મુદ્દલનું વ્યાજ અથવા રોજીનો રિવાજ કંઈ પણ જડવું મુશ્કેલ છે.

આવા સમાજ વિષે બોલતાં હું કંઈ સ્વપ્નસૃષ્ટિની વાતો નથી કરતો. માત્ર રશિયન સંસ્થાનિકોમાં જ નહિ પણ જ્યાં સુધી કોઇને કોઈ રીતે મનુષ્ય સ્વભાવ બગડેલો નથી હોતો ત્યાં સુધી બધે જ હંમેશાં આમ જ બને છે. દરેક માણસને જે સ્વાભાવિક અને સમજી શકાય એવું લાગે છે તેનું જ હું વર્ણન કરી રહ્યો છું. લોકો નવી જમીન પર વસે છે, અને દરેક જણ પોતાને માટે યોગ્ય હોય તેવું કામ પસંદ કરી તેને માટે જોઈતાં સાધનો મેળવી કામ કરવા મંડી પડે છે. પણ જો લોકોને એકઠા કામ કરવામાં અનુકૂળતા પડતી હોય તો તેઓ મંડળો બાંધે છે. તે બધા જુદા જુદા ખેતી કરે કે એકઠા કરે તો પણ ઉત્પત્તિનાં અંગો તો બધે એક જ હોય છે; એટલે કે મજૂરી અને તેને લગતું બધું, જેમકે બધા લોકોને ગરમી આપતો સૂર્ય, તેઓ પીએ છે તે પાણી, તેઓ જેના પર કામ કરે છે તે જમીન, તેમનાં શરીર પરનાં કપડાં ને તેમના પેટને જોઈતું અન્ન, કોસ, કોદાળી, હળ અને તેમને કામ કરવાનાં લોઢાં વગેરે. આ બધું કંઈ જુદું જુદું નથી હોતું. એ તો દેખીતું છે કે સૂર્યનાં કિરણો, હવા, પાણી, જમીન, તેમનાં શરીર ઢાંકવા માટે જોઈતાં કપડાં, તેમને કામ કરવા માટે જોઈતાં કોસ, કોદાળી, હળ, કે મંડળો બાંધી જેનાથી તેઓ કામ કરે છે તે યંત્ર—એમાંથી કંઈ પણ એક જ જણની માલકીનું ન હોઈ શકે; પણ જેઓ સૂર્યનાં કિરણોનો ઉપયોગ કરે છે, હવાનો શ્વાસ લે છે, પાણી પીએ છે, રોટલો ખાય છે, શરીર ઢાંકે છે અને કોદાળી કે

યંત્રોથી કામ કરે છે તે લોકો જ એ બધાંના માલિક હોઈ શકે, કારણ કે જે લોકો આ બધી વસ્તુઓનો ઉપયોગ કરે છે તેમને જ માત્ર એમની જરૂર હોય છે.

જ્યારે લોકો આમ વર્તે છે ત્યારે તેઓ માણસને છાજે એવી રીતે એટલે ડહાપણથી વર્તે છે. આવી રીતે જ્યારે મનુષ્યોના આર્થિક સંબંધોનો તેમના પ્રારંભકાળમાં હું વિચાર કરૂં છું ત્યારે ઉત્પત્તિનાં અંગોના ત્રણ વિભાગો માણસોની માણસાઈને છાજે એવા હોય એમ મને નથી લાગતું. મને તો ઉલટું એમ જ લાગે છે કે એ વિભાગો તદ્દન અયોગ્ય અને ડહાપણ વગરના છે. પણ કદાચ એમ હશે કે ઉત્પત્તિનાં અંગોના આ ત્રણ વિભાગો માત્ર જંગલી માનવી સમાજોમાં જ નહિ હોય; અને કદાચ એમ પણ હશે કે લોકસંખ્યા જેમ જેમ વધે અને સુધારાનો પ્રચાર થાય તેમ તેમ એ વર્ગીકરણની જરૂર અનિવાર્ય થઈ પડતી હશે. વળી યૂરોપના સમાજમાં આ જ વર્ગીકરણ જોવામાં આવે છે, એ વાતને હકીકત તરીકે કબૂલ કર્યા વગર આપણો છૂટકો નથી.

આ વાતમાં સત્ય કેટલું છે તે આપણે તપાસી જોઈએ. કહેવામાં એમ આવે છે કે યૂરોપના સમાજમાં તો ઉત્પત્તિનાં અંગોનું આવું વર્ગીકરણ થઈ ગયેલું છે. એટલે કે, કેટલાક લોકો પાસે જમીન છે, બીજાઓના હાથમાં મજૂરીનાં સાધનો છે અને કેટલાકની પાસે નથી જમીન કે નથી મજૂરીનાં સાધનો. મજૂર પાસેથી જમીન અને મજૂરીનાં સાધનો પડાવી લેવામાં આવ્યાં છે. આ વસ્તુસ્થિતિથી આપણે એટલા બધા પરિચિત થઈ ગયા છીએ કે આપણને એમાં કંઈ પણ વિચિત્રતા નથી લાગતી. ખરૂં તો આમ કહેવામાં આંતરિક

વિરોધ છે. મજૂર શબ્દના અર્થમાં જેમાં તેને રહેવું છે અને જેનાથી તેને મજૂરી કરવી છે તે જમીન, અને મજૂરીનાં સાધનોનો સમાવેશ થઈ જ જાય છે. જો કોઈ જમીન પર ન રહેતો હોય ને ત્યાં કામ ન કરતો હોય અને તેની પાસે મજૂરીનાં ઓજારો ન હોય તો તે મજૂર હોઈ જ ન શકે. જેની પાસેથી જમીન અને મજૂરીનાં ઓજારો પડાવી લીધેલાં છે અને હાલ નથી એવો મજૂર આજ સુધી હતો નહિ હવે થશે નહિ.

ખેતી કરવા માટે જેને જમીન, દાતરડું, ગાડું કે ઘોડો નથી તે ખેડુત નથી. જેને જમીન પર ઘર નથી, જેની પાસે પાણી નથી, જેને માટે હવા નથી, જેની પાસે કામ કરવા માટે જોઈતાં ઓજારો નથી એવો કોઈ મોચી પણ ન હોઈ શકે. જો ખેડુતની પાસે જમીન, ઘોડો, અને દાતરડુ ન હોય અને મોચીની પાસે પાણી અને ચામડામાં કાણા પાડવાનો સોયો ન હોય, તો એનો અર્થ એટલો જ કે કોઈએ તેને જમીન પરથી હાંકી કાઢયો છે, અથવા તેની પાસેથી છેતરીને તેનું દાતરડું, તેનું ગાડું, તેનો સોયો પડાવી લીધ છે; પણ એનો એવો અર્થ કદિ ન થાય કે હળ વગરનો કોઇ ખેડુત કે ઓજારો વગરનો કોઈ મોચી હોઈ શકે. કોઇએ માછીને દરીઆમાંથી હાંકી કાઢયો હોય, અને તેની પાસેથી વહાણનો સરંજામ ખુંચાવી લીધો હોય તો વાત જુદી, બાકી જમીન પર પડી રહેતો હોય, અને જેની પાસે વહાણ ચલાવવાનાં સાધનો પણ ન હોય એવો માછી તો કોઇ જાણ્યે નથી. તેવી જ રીતે જમીન વગરનો ખેડુત અને કામ કરવાન ઓજારો વગરનો મોચી પણ ન હોય. હા, કોઈએ તેને

જમીનમાંથી હાંકી કાઢ્યા હોય અને એની પાસેથી કામનાં ઓજારો પડાવી લીધાં હોય તો એ બને ખરૂં.

લોકોને જમીનના એક ભાગમાંથી બીજા ભાગમાં કાઢી મૂકવામાં આવે, તેમની પાસેથી તેમનાં મજૂરીનાં ઓજારો છીનવી લેવામાં આવે, અને તેમની પાસે બીજા લોકોનાં ઓજારોથી તેમને ન જોઈતી હોય એવી ચીજો બળાત્કારે ઉગાડવામાં આવે એ બની શકે. પણ એનો અર્થ એ નથી થતો કે ઉત્પત્તિનું ખાસ લક્ષણ જ એ છે — એનો અર્થ તો એટલો જ કે ઉત્પત્તિનાં સ્વાભાવિક તત્ત્વને કોઈ કોઈ ઠેકાણે બગાડવામાં આવ્યું છે. જો મજૂર પાસેથી બીજો માણસ બળાત્કારે જે જે ચીજ પડાવી લે તે બધીને આપણે ઉત્પત્તિનાં અંગો તરીકે સ્વીકારીએ તો પછી ગુલામના શરીરના માલકી હકને પણ ઉત્પત્તિનું અંગ કેમ નથી ગણવામાં આવતો? સૂર્યનાં કિરણો, હવા, પાણી, વગેરેના માલકી હકને પણ ઉત્પત્તિનાં એટલો જ જરૂરી અંગ શા સારૂ ન માનવાં?

કોઇ એવો માણસ પાકે કે મોટી ભીંત બાંધીને બીજાઓને સૂર્યના તાપથી વંચિત રાખે અથવા નદીનું પાણી તળાવમાં વાળી તેને ઝેરી કરી નાંખે; અને કોઈ એવો પણ નીકળે કે જે આખા માણસ જેવા માણસને જંગમ મિલકત બનાવવાનો દાવો કરે; પણ બળાત્કારે આ બધી વસ્તુઓ કોઈ કરી શકે તો પણ ઉત્પત્તિનાં અંગોનું વર્ગીકરણ તો થોડું જ એ તત્ત્વ ઉપર રચી શકાય એમ છે? એટલે તે જ પ્રમાણે,, જેમ સૂર્યનાં કિરણો, હવા, પાણી, અને માણસના શરીરને મિલકત તરીકે ઉપયોગ કરવાના કાલ્પનિક હકને ઉત્પત્તિનાં ખાસ અંગ તરીકે સ્વીકારવાં એ સાચું નથી તેવી જ રીતે જમીન

અને મજૂરીનાં ઓજારોની માલકીના કાલ્પનિક હકને પણ ઉત્પત્તિનું ખાસ અંગ માનવું એ ખોટું છે. જેવી રીતે મજૂરના શરીર પર માલકીનો દાવો કરનારા લોકો પડેલા છે તેવી જ રીતે જમીન અને મજૂરીનાં ઓજારો પર તેવો હક રાખનારા પણ મળી આવશે; અને જેવી રીતે સૂર્ય, પાણી, અને હવાનો ઉપયોગ કરવાને પોતાને એકલાને હક છે એમ કહેનારા હોય એમ બને, તેવી જ રીતે મજૂરને એક સ્થળથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં હાંકી કાઢી તેની મજૂરીની પેદાશ જેમ જેમ તૈયાર થતી જાય તેમ તેમ બળાત્કારથી તેની પાસે પડાવી લઈ, અને તેનાં ઓજારો પણ ખુંચવી લઈ કારખાનાંમાં બને છે, તેમ તેને પોતાને માટે કામ કરવાની ફરજ પાડે એવા માણસો પણ મળી આવશે. આ બધું એ બને એવું છે. પણ જેમ ઘણા વખતથી લોકો જોરથી કહેતા આવ્યા છે છતાં કોઇ પણ, હાલતા ચાલતા માણસને જેમ પોતાની મિલકત નથી બનાવી શકતો તેમ જ ગમે તેટલાં શાસ્ત્રો છતાં પણ જમીન અને ઓજારો વગરનો મજૂર ન જ હોઈ શકે.

કોઈ ભલે એમ કહે કે અમુક માણસ મારી મિલકત છે, છતાં તે જેમ તે ગુલામનો, શેઠનું નહિ પણ પોતાનું હિત સાધવાનો હક નથી લઈ શકતો તેવી જ રીતે જમીન અને બીજા લોકોની મજૂરીનાં ઓજારો પર અત્યારે લોકો ભલે માલકી હક ભોગવે, તો પણ મનુષ્યમાત્રનો જમીન પર રહેવાનો અને પોતાનાં અથવા સમાજનાં ઓજારોથી મજૂરી કરી પોતાને ઉપયોગી જણાય તે ચીજો પેદા કરવાનો જે જન્મ સિદ્ધ હક છે તે તેની પાસેથી કોઇ પણ છીનવી નહિ શકે.

હા, અત્યારની આર્થિક પરિસ્થિતિ જોઇને અર્થશાસ્ત્ર માત્ર આટલું કહી શકે ખરૂં કે કેટલાક માણસો જમીન અને મજૂરોનાં મજૂરીનાં ઓજારો પર હક કરી બેઠા છે, અને તેને લીધે આ મજૂર લોકોમાંથી કેટલાકની (બધાની તો નહિ જ) બાબતમાં ઉત્પત્તિની માણસને છાજતી સ્થિતિ એટલી બધી વિકૃત થઇ ગઈ છે કે તેમની પાસેથી જમીન અને મજૂરીનાં ઓજારો પડાવી લેવામાં આવ્યાં છે અને તેમને બીજા લોકોનાં ઓજારોનો ઉપયોગ કરવાની ફરજ પડે છે. પણ તેનો અર્થ એવો તો નથી જ કરવાનો કે ઉત્પત્તિના સત્ય તત્ત્વનો આ આકસ્મિક ભંગ એ જ ઉત્પત્તિના સત્ય નિયમનું તત્ત્વ છે.

કોઇ પણ પ્રાણિશાસ્ત્રી કાપીને ટૂંકી કરેલી પાંખોવાળાં 'સિસકિન' પક્ષીઓને નાનાં નાનાં ઘરોમાં જોઈ અનુમાન કરે કે એ નાનકડું ઘર, પાણીની લોઢાની ઘોડી અને તેના પર મૂકેલું પાણીનું માટલું એ જ પક્ષીઓના જીવનનાં આવશ્યક અંગો છે, અને પક્ષી જીવન આ ત્રણ — નાનું ઘર, લોઢાની ઘોડી, અને પાણીનું માટલું — અંગોનું જ બનેલું છે એમ કહે તેના જેવું જ ઉત્પિત્તિનાં અંગોના આ ત્રણ વિભાગ એ ઉત્પત્તિનો મૂળભૂત નિયમ જ છે એમ કહેનાર અર્થશાસ્ત્રીનું કથન છે. કાગળના નાનાં ઘરોમાં કાપી નાંખેલી પાંખોવાળાં ગમે તેટલાં 'સિસકિન' પંખીઓ પડયાં હોય, તો પણ પ્રાણીશાસ્ત્રી એ કાગળનાં ઘરોને પક્ષીઓના સ્વભાવિક ગુણ તરીકે ગણી ન શકે. તેમજ ફાવે તેટલા મજૂરોને તેમની જમીનમાંથી હાંકી કાઢવામાં આવતા હોય, અને તેમની પાસેથી મજૂરીની પેદાશ અને ઓજારો પડાવી લેવામાં આવતાં હોય

તો પણ તેનો જમીન પર રહેવાનો અને પોતાના ઓજારોથી પોતાને પસંદ પડે તે પેદા કરવાનો સ્વભાવજ ગુણ બદલી નહિ શકાય.

જેવી રીતે જૂના વખતમાં કેટલાક લોકો બીજાઓનાં શરીરનાં સ્વામિત્વનો દાવો કરતા, તેવી જ રીતે અત્યારે કેટલાક લોકો મજૂરની જમીન અને તેનાં ઓજારો પર માલકી હક ભોગવે છે. પણ જેમ જૂના વખતમાં લોકો માગતા હતા તેવા શેઠ અને ગુલામ એવા માણસ જાતના વિભાગ કોઇ સંજોગોમાં હોઇ ન શકે તેવી જ રીતે આધુનિક સમાજમાં અર્થશાસ્ત્રીઓ કરવા માગે છે તેવા ઉત્પત્તિનાં અંગોના જમીન અને મૂડી એવા વિભાગ પણ થઈ ન શકે.

કેટલાક લોકો બીજાએની સ્વતંત્રતા પર જે ગેરવ્યાજબી હક ભોગવે છે તેને જ અર્થશાસ્ત્રીઓ ઉત્પત્તિનું સ્વાભાવિક અંગ કહે છે. માનવી સમાજના નૈસર્ગિક સ્વભાવના તત્ત્વ ઉપર તેની રચના કરવાને બદલે અર્થશાસ્ત્રને તે સ્વભાવના એક વિશિષ્ટ વિકાર પર રચવામાં આવ્યું છે; અને તે વિકારનો બચાવ કરવા માટે, એકનું પોષણ કરનારી જમીન પર અને તેનાં કામ કરવાનાં ઓજારો પર બીજાની જ માલકી છે એવું તેમણે માન્ય કર્યું. એટલે તેમણે એવો એક હક માન્ય કર્યો કે જે કદિ પણ અસ્તિત્વમાં નહોતો, ન હોઇ શકે; અને તે હકના વિધાનમાં જ આંતરિક વિરોધ છે. કેમકે જમીન પર જાતે કામ ન કરનાર તે જમીનની માલકીનો દાવો કરે એનો અર્થ ખરેખર તો એટલો જ કે જે જમીનનો તે ઉપયોગ નથી કરતો તેનો ઉપભોગ કરવા માગે છે; અને મજૂરીનાં ઓજારોની માલકીના દાવાનો અર્થ એટલો જ કે

જેનો કામમાં ઉપયોગ કરવામાં નથી આવતો તેનાથી કામ લેવાનો હક કોઇને જોઇએ છે.

ઉત્પત્તિનાં અંગોના આવા વિભાગ કરી અર્થશાસ્ત્ર એટલું જ કહેવા માગે છે કે મજૂરની અત્યારની અસ્વાભાવિક સ્થિતિ એ જ તેની સ્વાભાવિક સ્થિતિ હોય. જૂના વખતમાં લોકોના નાગરિકો અને ગુલામો એવા બે ભાગ પાડી તેઓ એવી જ રીતે બતાવતા કે ગુલામોની અસ્વાભાવિક સ્થિતિ એ જ માણસનો નૈસર્ગિક સ્વભાવ છે. ચાલી રહેલાં પાપનું સમર્થન કરવા માટે જ અર્થશાસ્ત્રે આ વર્ગીકરણનો સ્વીકાર કર્યો છે, અને પોતાનાં બધાં અન્વેષણનું મંડાણ એના પર રચ્યુ છે. એનું પરિણામ એ આવ્યું છે કે ચાલુ પરિસ્થિતિનો ખુલાસો આપવા માટે અર્થશાસ્ત્ર નકામાં ફાંફાં મારે છે અને તેને સ્હેજે મળી રહેતા સીધા અને સાદા જવાબોનો ઇનકાર કરી, નમાલા અને આડા અવળા જવાબો શોધ્યા કરે છે.

પૈસાના શાસ્ત્રનો ખરો પ્રશ્ન તો આ છેઃ કેટલાક લોકો પાસે જમીન અને મૂડી છે; તે લોકો જેમની પાસે જમીન અને મૂડી નથી તેમને પોતાના ગુલામ બનાવી શકે છે. આનું કારણ શું ? કોઈ પણ સાધારણ સમજદાર માણસને આનો જવાબ એ જડે છે કે એનું કારણ પૈસો છે, કારણ તેમાં લોકોને ગુલામ બનાવવાની શકિત રહેલી છે. પણ અર્થશાસ્ત્ર આ જવબાનો સાફ ઇનકાર કરે છે અને કહે છેઃ એ વસ્તુ-સ્થિતિનું કારણ દ્રવ્ય અને તેનો સ્વભાવ નથી પણ કેટલાક લોકો પાસે જમીન અને મૂડી છે અને બીજાઓ પાસે નથી, તે છે. પછી, જેમની પાસે જમીન અને મૂડી છે તે જેમની પાસે

નથી તેમને ગુલામ શી રીતે બનાવે છે? એ સવાલને જવાબ એ મળશે કે તેમની પાસે જમીન અને મૂડી છે તેથ પણ અમારે જે જાણવું હતું તે આ જ છે. જમીન અને મજૂરીનાં ઓજારો પડાવી લેવાં તેનું નામ જ ગુલામી.

પણ જીવન પોતાનો આ મહત્ત્વનો પ્રશ્ન ફરી ફરીને પૂછે છે, અર્થશાસ્ત્રને પોતાને પણ એ પ્રશ્ન દેખાય છે અને એનો જવાબ આપવાનો પ્રયત્ન કરે છે. પણ જ્યાં સુધી તે પોતાનાં મૂળભૂત તત્ત્વો પર આધાર રાખશે અને તેની ભુલભુલામણીમાં જ ફર્યા કરશે ત્યા સુધી તે આનો જવાબ નહિ આપી શકે. એ પ્રશ્નનો જવાબ આપવા માટે અર્થશાસ્ત્રે ઉત્પત્તિનાં અંગોના કૃત્રિમ વિભાગોનો ત્યાગ કરવો જોઈશે, વસ્તુસ્થિતિનાં પરિણામોને જ વસ્તુસ્થિતિનાં મૂળ કારણો માનવાનું છોડી દેવું જોઈશે; અને જે જે વસ્તુસ્થિતિનું અન્વેષણ થતું હોય તેનાં પ્રથમ પાસેનાં અને પછીથી વધારે દૂરનાં કારણો પાછળ જવું જોઈશે. શાસ્ત્રે એ પ્રશ્નોનો ઉત્તર આપવો જોઈએ કે કેટલાક માણસો પાસે જમીન અને મજૂરીનાં ઓજારો નથી હોતાં અને બીજાઓ પાસે હોય છે તેનું કારણ શું? અથવા જેઓ જમીનમાં કામ કરે છે અને ઓજારોથી મજૂરી કરે છે તેમની પાસેથી જમીન અને મજૂરીનાં ઓજારો જતાં રહેવાનું કારણ શું?

અર્થશાસ્ત્ર પોતાની આગળ આ પ્રશ્ન મૂકશે તે જ ક્ષણે એની આગળ તદ્દન નવા જ વિચારો ખડા થશે, અને મજૂરની ખરાબ સ્થિતિનું કારણ તેની ખરાબ સ્થિતિ જ છે એવાં વિધાનોની જૂઠી ભુલભુલામણીમાં ફર્યા કરનાર પહેલાંના વિપરીત શાસ્ત્રના સર્વ સિદ્ધાંતો ઊંધા વળી જશે. સરળ

દિલના લોકોના મનમાં તો શંકા જ નથી કે એક વર્ગના લોકો બીજા વર્ગના લોકોને ગુલામીમાં જકડી બાંધે છે તેનું અત્યંત પાસેનું કારણ પૈસો જ છે. પણ શાસ્ત્ર આનો ઇનકાર કરી કહે છે કે પૈસો વિનિમયનું એક સાધન માત્ર છે અને લોકોની ગુલામગીરી સાથે એનો કોઇ સંબંધ નથી. ખરેખર એમ જ છે કે કેમ તે આપણે હવે જોઇએ.

## ૧૮

પૈસો આવે છે કયાંથી? કયી સ્થિતિમાં પ્રજા હંમેશાં પૈસાવાળી હોય છે? અને જે પ્રજાઓ નાણાંનો ઉપયોગ કરતી નથી તેને આપણે કયા સંજોગોમાં ઓળખતા થયા છીએ?

જૂના વખતમાં જેમ સીથિઅનો કે ટ્રૅવિલયનો રહેતા તેમ આજે આફ્રિકામાં કે ઑસ્ટ્રેલીઆમાં એક જાતિ રહે છે. તે ખેતી કરીને, ઢોર ઉછેરીને અને બગીચાઓ ઉગાડીને પોતાનું ગુજરાન ચલાવે છે. આપણે તો ઇતિહાસની શરૂઆત થઈ ત્યારે જ તેને વિષે સાંભળ્યું, પણ ઇતિહાસની શરૂઆત તો દિગ્વિજયીઓના આક્રમણોથી થાય છે. આવા બધા વિજેતાઓ એક જ રીતે કામ લેતા આવ્યા છેઃ તેઓ પરાભૂત પ્રજાઓ પાસેથી હાથ લાગે તે બધું — તેમનાં ઢોર, દાણો, તેમની માલમત્તા વગેરે પડાવી લે છે અને તે બધું અને કેદી બનાવીને તેનાં માણસોને પણ પોતાની સાથે ઉપાડી જાય છે. થોડાં વરસ પછી તે વળી પાછા ચઢાઇ કરે છે પણ

પેલી કોમ પાયમાલીમાંથી હજી પાછી પગભર થઇ નથી હોતી, અને તેથી લૂંટી લઈ જઇ શકાય એવું કંઈ પણ તેની પાસે હોતું નથી. તેથી આક્રમણ કરનારાઓ જીતાએલી કોમની શક્તિઓનો લાભ લેવા માટે બીજી વધારે સારી યુક્ત શોધી કાઢે છે.

આવી રીતે લાભ લેવાની બધી પદ્ધતિઓ એટલી બધી સાદી હોય છે કે ગમે તેને તે સ્વાભાવિક રીતે જ સૂઝી આવે. પહેલી રીત જીતાએલી કોમના એક એક માણસને ગુલામ બનાવવાની. પણ આ પદ્ધતિમાં આખી કોમનાં કામ આપનારાં બળોની યોગ્ય વ્યવસ્થા કરવાની અને બધાને ખાવાનું પૂરું પાડવાની ગરજ એ એક મોટી અગવડ હોવાથી સ્વાભાવિક રીતે જ એક બીજી રીત તેમને સૂઝી આવે છે. તે એ કે જીતાએલી કોમને તેની જમીન પર તો રહેવા દેવી પણ તે જમીનને વિજેતાઓની માલકીની ગણી તેને તેમના આશ્રિતોમાં વહેંચી દેવી કે જેથી તેમની મારફત પરાભૂત લોકોની મજૂરીનો ઉપભોગ થઇ શકે. પણ આ પદ્ધતિનીયે અગવડો તો છે જ. વિજેતાના પરિજનોને ગુલામ કોમની બધી પેદાશો પર નજર રાખવી પડે છે. અને તેથી પહેલી બેના જેટલી જ જૂની અને જંગલી એક ત્રીજી રીત અમલમાં મૂકવામાં આવે છે; તે એ કે વિજેતાઓ જીતાએલી પ્રજા પાસે એક નિયત રકમની ખંડણી તરીકે જહાંગીરી માગણી કરે છે.

જીતનારનો ઉદ્દેશ જીતાએલા પાસેથી તેમની મજૂરીની બને તેટલી વધારે પેદાશ પડાવી લેવાનો હોય છે. તેથી જેમ બને તેમ વધારે લઈ જઇ શકાય માટે વિજેતાઓ ગુલામ કોમમાં સૌથી કિંમતી ગણાતી હોય તેવી અને

સાથે સાથે લઇ જવામાં ભારે ન પડે અને ભેગી કરી રાખવામાં અગવડ ન થાય એવી ચીજો જ—કાચાં ચામડાં સોનું વગેરે—લઇ જાય છે. આમ કરવા માટે તેઓ ઘણુંખરૂં દરેક કુટુંબ કે જમાત દીઠ કાચાં ચામડાંની કે સોનાની અમુક નિયમિત વખતે પૂરી પાડવાની જકાત નક્કી કરે છે; અને આ રીતે સહેલાઇથી આખી કોમનાં મજૂરીનાં સાધનોનો લાભ લે છે. કાચો માલ અને સોનું આમ બધું ગુલામ કોમ પાસેથી લઇ લેવામાં આવે છે અને તેથી પછી તેમને સોના માટે પોતાની દરેક ચીજ અંદર અંદર અથવા જીતનારને કે તેના આશ્રીતોને વેચી નાંખવી પડે છે.

જૂના વખતમાં અને મધ્યકાળમાં બરાબર આમ જ બનેલું, આજે પણ એમ જ બને છે. અસલના વખતમાં જ્યારે એક પ્રજા ઘણુંખરૂં બીજાથી જીતાતી, અને જે જમાનામાં માણુસ માણુસના સરખાપણાની ભાવનાનો અભાવ હતો ત્યારે એક વર્ગના લોકો પર હકુમત ચલાવવા માટે તેમને બીજા વર્ગના અંગત ગુલામો બનાવવાની પ્રથા ખૂબ પ્રચારમાં હતી. આમ આખી પ્રજાઓને ગુલામ બનાવવાની આ પદ્ધતિનું કેન્દ્ર અંગત ગુલામગીરી હતું. મધ્યકાળમાં 'જાગીર પદ્ધતિ' (Feudal System) એટલે તેને લગતી જમીનની માલકી અને બીજાઓને સામન્ત રાખવાની રીત ગુલામગીરીનું કંઇક અંશે સ્થાન લે છે. આ પદ્ધતિમાં કેન્દ્ર માણુસ પરથી ખસીને જમીન પર જાય છે. આજે અમેરિકાની શોધ પછી ને વેપારના વિકાસ પછી, તથા સર્વત્ર દ્રવ્યના અવેજ તરીકે ગણુવામાં આવતા સોનાની પેદાશની વૃદ્ધિ પછી રાજસત્તાના અમલ સાથે નાણુંની

ખંડણી લેવી એ લોકોને ગુલામ બનાવવાનું સાધન થઈ પડયું છે, અને મનુષ્યના સર્વ આર્થિક સંબંધો એ પદ્ધતિ પર જ રચવામાં આવ્યા છે. સાહિત્યને લગતા લખાણોના એક સંગ્રહમાં પ્રો. યાન્ઝૂલનો એક લેખ પ્રસિદ્ધ થયા છે તેમાં તેઓ ફીજી બેટાની તદ્દન અર્વાચિન હકીકત આપે છે. આજના જમાનામાં નાણાંની જહાંગીરી માગણી એ એક વર્ગના લોકોને બીજા વર્ગના ગુલામ બનાવવાનું કેવું મુખ્ય સાધન થઈ પડયું છે તેનો અત્યંત અસરકારક દાખલો મારે શોધવો હોય તો નીચેની ખરી બનેલી, અસલ લખાણોના પૂરાવા પર રચાએલી અને હાલ જ બનેલી વાતના જેવો હડહડતો, સ્પષ્ટ અને વધારે અસરકારક દાખલો મને નહિ જડે.

પૉલિનેશિયામા આવેલા દક્ષિણ મહાસાગરના કેટલાક બેટામાં ફિજી પ્રજા રહે છે. પ્રોફેસર યાન્ઝૂલ કહે છે કે એ બેટા નાના નાના ટાપુઓના બનેલા છે અને તેની જમીનનું ક્ષેત્રફળ લગભગ ચાળીસ હજાર ચોરસ માઇલ થાય છે. એમાંના માત્ર અડધા મુલકમાં જ વસ્તી છે અને તેમાં ૧,૫૦,૦૦૦ મૂળ વતનીઓ અને ૧,૫૦૦ ગોરાઓ છે. મૂળ વતનીઓ જંગલી અવસ્થામાંથી કયારનાયે સુધરી ગયા છે, પૉલિનેશિઆના બીજા કોઈ પણ વતનીઓ કરતાં શક્તિમાં ચઢીઆતા છે, અને હમણાં હમણાં સરસ ખેતી કરીને અને સુંદર ઢોર ઉછેરીને તેઓએ બતાવ્યું છે કે પોતે એક કામ કરવાની તાકાદવાળી અને વિકાસયોગ્ય પ્રજા છે.

આ બધી પ્રજા આબાદી ભોગવતી હતી પણ ૧૮૯૯માં આ નવું રાજ્ય ભારે મુશ્કેલીમાં આવી પડયું. ફિજી બેટના લોકો અને તેમના મુખી કૅકાબોને પૈસાની જરૂર પડી.

૪૫૦૦૦ ડૉલર જેટલી એક રકમ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોએ તેમના કેટલાક નાગરિકો તરફ કરવામાં આવેલા કહેવાતા જુલમની નુકસાની દાખલ માગેલી તે ભરી આપવાને તે પૈસાની જરૂર હતી. આ રકમ વસુલ કરવા માટે અમેરિકનોએ તેમના કાફલાની એક ટૂકડી મોકલી. તેણે એકદમ કેટલાક સારા બેટોનો બાંયધરી તરીકે કબજો લઈ લીધો અને અમુક ઠરાવેલી મુદતમાં અમેરિકાના પ્રતિનિધિઓને માગેલી રકમ આપી દેવામાં ન આવે તો બેટોને દારૂગોળાથી ઉડાડી મૂકી નાશ કરવાની ધમકી પણ આપી.

ફિજીમાં વસવાટ કરવા આવનારાઓમા અમેરિકનો અને તેમના પાદરીઓ પ્રથમ હતા. એક કે બીજે બહાને બેટોની સારામાં સારી જમીન પસંદ કરી બળાત્કારે કબજે કરીને તેમણે ત્યાં કપાસ અને કૉફીનું વાવેતર શરૂ કર્યું. જંગલી લોકોને અપરિચિત એવાં કરારનામાંઓથી બાંધી લઇ, અને કેટલાકને ખાસ ઇજારદારો અથવા ગુલામો પૂરા પાડનારા વેપારીઓ મારફત રાખી લઇ તેમણે તેમનાં ટોળે ટોળાં મજૂરીએ રાખી લીધાં. આ સંસ્થાનિકો મૂળ વતનીઓને ગુલામ તરીકે ગણતા એટલે સ્વાભાવિક રીતે જ તે બે વચ્ચે હંમેશાં ઝગડાઓ ઉભા થતા. અને આવા એકાદ ઝગડાનું બહાનું આગળ કરીને જ અમેરિકાએ દંડની માગણી કરી હતી. જે યૂરોપમાં માત્ર મધ્યકાળમાં જ ચાલુ હતી તે વસ્તુવિનિમય પદ્ધતિ, આટલી આબાદી છતાં ફિજીમાં લગભગ આજ સુધી પ્રચારમાં હતી. લોકોમાં નાણાંનો પ્રચાર નહોતો; આખો વેપાર માલની એક મોટી અદલાબદલી કહીએ તો ચાલે એવો હતો; એક માલના બદલામાં બીજો માલ

જ આપવામાં આવતો અને થોડી ઘણી જાહેર કે સરકારી વસુલાત ભરવી પડતી તેને પેટે દેશની સામાન્ય પેદાશનો અમુક ભાગ આપવામાં આવતો. પણ જ્યારે અમેરીકનોએ તો રોકડા ૪૫,૦૦૦ ડૉલરની જ સીધી માગણી કરી અને તે ન ભરવામાં આવે તો તાબડતોબ સખત પગલાં લેવાની ધમકી આપી ત્યારે ફિજિયનો અને તેમનો રાજા કૅકાબો બીચારા શું કરે? તે લોકોને માટે તો આટલી મોટી સંખ્યા જ સમજવી ભારે હતી, તો પછી આટલો પૈસો એકી સાથે જોયો પણ નહોતો તેની તો વાત જ શી?

કૅકાબોએ બીજા રાજાઓ સાથે મસલત કરી ઇંગ્લંડની રાણી તરફ મદદ માટે વળવાનું નક્કી કર્યું. પહેલાં તેણે એવી વિનંતિ કરી કે રાણીએ તે બેટા પોતાના છત્ર હેઠળ લેવા; પછી તેમને પોતાના રાજ સાથે જોડી દેવાની પણ માગણી કરી. આ વિનંતિ માન્ય કરવામાં અગમચેતી વાપરીને અંગ્રેજોએ આ અર્ધજંગલી રાજાને મુશ્કેલીમાંથી છોડાવવાની ઉતાવળ ન કરી. આ વિનંતિનો સીધો જવાબ વાળવાને બદલે ફિજી બેટાની તપાસ કરીને તેમને બ્રિટિશ મુલક સાથે જોડી દેવામાં અને અમેરિકન લેણદારોને સંતોષવા માટે પૈસો ખરચવામાં ફાયદો છે કે કેમ તે નક્કી કરવા માટે ૧૮૬૦માં એક ખાસ મંડળ તૈયાર કરીને મોકલી દીધું.

તે દરમિયાન અમેરિકન સરકારે દંડ ભરી દેવાનો તગાદો ઉપરાઉપરી ચાલુ રાખી ખોળાધરી તરીકે કેટલાંક ઉત્તમ ઉત્તમ મથકો પોતાના કબજામાં રાખી મૂક્યાં, અને દેશની સમૃદ્ધિનો સાચો ખ્યાલ ધ્યાનમાં આવવાથી દંડની રકમ ૪૫,૦૦૦ હતી તે વધારીને ૯૦,૦૦૦ કરી, અને કૅકાબો

જો તે રકમ એકદમ ન ભરી દે તો તેમાં વળી પણ વધારો કરવાની ધમકી આપી. બિચારો કૅકાબો બધી બાજુએથી સંકટમાં સપડાયો તેથી, અને લેણ દેણના વ્યવહારની યુરોપી પદ્ધતિથી બિચારો અજાણ હોવાથી, ગોરા વતનદારોની સલાહથી વેપારીઓ પાસેથી પૈસા મેળવવા માટે તેણે મેલબોર્નમાં તપાસ કરી; અને કોઈ પણ શરતે પોતાને પૈસા ધીરવા માટે છેવટે પોતાનું આખું રાજ બીન-સરકારી માણસોને હવાલે કરવું પડે તો તેમ કરવાને પણ તૈયાર થયો.

આ તરફ મેલબોર્નમાં કૅકાબોની વિનંતિનો જવાબ વાળવા એક વેપારી કંપની ઉભી થઈ. આ મંડળે 'પૉલિનેશિયા કંપની'નું નામ ધારણ કરી પોતાને અત્યંત અનુકૂળ શરતોથી ફિજીના રાજાઓ સાથે કરારનામું કર્યું. અમેરિકન સરકારનું દેવું તે કંપનીએ માથે લઈ હપતાથી તે પૂરૂં કરવાની બાંધણી કરી અને બદલામાં તેમને પહેલા કરાર અનુસાર પોતે પસંદ કરેલા ઉત્તમ ઉત્તમ જમીનના એક લાખ એકર અને પછીથી બે લાખ એકર મળ્યા, પોતાનાં સર્વ કારખાનાંઓ યંત્રો અને સંસ્થાનોને બધી જાતના કર અને વેરામાંથી છૂટ મળી, અને ઘણાં વરસો સુધી ધીરધાર કરનારી બેંકો સ્થાપવાનો અને પોતાને ફાવે તેટલી ચલણી નોટો કાઢવાનો તેમને એકલાને જ સંપૂર્ણ હક મળ્યો.

આ કરારનામું ૧૮૬૮માં છેલ્લું કાયમ થયું ત્યારથી ફિજિયનોની સામે કૅકાબોની સરદારી નીચે તેમની સ્થાનિક સરકારની સત્તા સાથે જ બધા બેટોમાં મોટા વિસ્તારમાં જમીનની માલકી ધરાવનારી અને સરકાર પર ભારે દબાણ

કરી શકે એવી એક બળવાન વેપારી સંસ્થા ઉભી થઈ. અત્યાર સુધી બધી જાતની વસુલાતને પેટે અને આયાત કરેલી ચીજો ઉપરના નજીવા કરના બદલામાં જે જણસો મળતી તેથી કૅકાઓની સરકારની જરૂરિયાતો પૂરી પડી ને તે સંતોષથી નભી શકતી. પણ આ કરારનામા પછી અને જોરાવર પૉલિનેશિયન કંપની સ્થપાયા પછી તેની આર્થિક સ્થિતિમાં ફેર પડયો. બેટોની ઉત્તમમાં ઉત્તમ જમીનનો ઘણો મોટો ભાગ કંપનીના હાથમાં જવાથી મહેસુલની આવક ઓછી થઈ; અને બીજી બાજુ આપણે ઉપર જોયું તેમ કંપનીને બધો માલ જકાત ભર્યા વગર આયાત કે નિકાશ કરવાની પરવાનગી મળી હતી તેથી જકાતમાંથી આવતી આવક પણ ઘટી ગઈ. મૂળ વતનીઓની નવ્વાણુ ટકા વસ્તી તરફથી જકાતની આવક નહિ જેવી જ આવતી કારણ કે થોડું કાપડ અને કેટલીક ધાતુની વસ્તુઓ વગર તેઓ બીજી કોઇ પણ યુરોપની વસ્તુ ભાગ્યે જ વાપરતા. પણ હવે પૉલિનેશિયન કંપનીને આપેલી છૂટને લીધે શ્રીમંત ગોરાઓ આયાત થતા માલની જકાતમાંથી મુક્ત થવાથી કૅકાઓની આવક તદ્દન નજીવી થઈ ગઇ, અને તે કેવી રીતે વધારવી તેના વિચારમાં તે પડયો.

અને તેથી આ મુશ્કેલીમાંથી પાર પડવાના ઉપાયો માટે પોતાના ગોરા મિત્રોની સલાહ કૅકાબોએ લેવા માંડી, અને તેમણે દેશમાં પહેલ વહેલો જ સીધો કર દાખલ કરવાની સલાહ આપી; અને તે પોતાને જેમ બને તેમ ઓછો અગવડ ભરેલો થઇ પડે માટે કર પેટે અલબત ‘રોકડ પૈસો’ લેવાનું ઠર્યું. આ કર સાર્વત્રિક અથવા માથાદીઠ વેરા તરીકે ઠેરવવામાં

આવ્યો એટલે કે દરેક બેટમાં પુરુષ દીઠ એક પાઉન્ડ અને સ્ત્રી દીઠ ચાર શિલિંગ ભરવાના આવ્યા.

આપણે ઉપર જોઇ ગયા તેમ ફિજી બેટોમાં હજી પણ વસ્તુવિનિમય અને બદલાની પદ્ધતિ ચાલુ છે. ભાગ્યે જ કોઇ મૂળ વતની પાસે રોકડ નાણું હોય છે. તેમનું બધું ધન એટલે બધી જાતનો કાચો માલ અને ઢોર છે, રોકડ પૈસો નથી. પણ નવા કર પ્રમાણે લોકોને અમુક નિયમિત વખતે પૈસા ભરવા પડતા અને કુટુંબનાં બધાં માણસોનું ભરણું એકઠું કરતાં દરેક કુટુંબના મુખીને માટે આ રકમ ઘણી ભારે થઇ પડતી. અત્યાર સુધી લોકોને સરકારમાં કોઇ જાતનો અંગત વેરો ભરવાની ટેવ નહોતી, સિવાય કે સરકાર માટે કેટલીક જાતમહેનત તેમને કરવી પડતી તે. બધી વસુલાત જમાત કે સૌ સોના ગામ મારફત ગામનાં કે જમાતનાં સામાન્ય માલકીનાં ખેતરોમાંથી ભરવામાં આવતી, અને આ ખેતરોમાંથી જ લોકોની આવકનો મોટો ભાગ આવતો. તેથી આ નવી પદ્ધતિને લીધે મૂળ વતનીઓને માટે એક જ રસ્તો ખુલ્લો રહ્યો અને તે એ કે ગોરા વતનદાર, વેપારી કે બગીચાવાળા ( Planter ) પાસે પોતાને જોઇતા રોકડ પૈસા માટે જવું, કારણ કે રોકડ નાણું આ લોકો પાસે જ મળી શકે તેમ હતું. કર ઉઘરાવનાર અમુક ચોક્કસ મુદ્દતમાં તેની પાસે કરની ઉઘરાણી કરતો તેથી પહેલાને એટલે વેપારીને તે આપે તે કિંમતે પોતાની પેદાશ તેને વેચી નાંખવી પડતી; અથવા હજી ઉગતા પાક ઉપર તેને નાણાં ઉછીનાં લેવાં પડતાં અને આ સંજોગોનો લાભ લઇ વેપારી બેશક ફાવે તેટલું ભારે વ્યાજ લેવાનું ચુકતો નહિ. અથવા

આમ ન કરે તો બગીચાવાળા પાસે જઈ તેને ત્યાં તેને મજૂરી કરવી પડતી એટલે કે ખેડુત મટી મજૂર બનવું પડતું. એકી સાથે મજૂરોનું પૂર ઉલટવાથી ફિજી બેટોમાં અલબત મજૂરી તદ્દન સસ્તી થઈ ગઇ: અત્યારની સરકારના નિવેદન પ્રમાણે અઠવાડિયાનો લગભગ એક જ શિલિંગ અથવા વરસના એક જણને બે પાઉન્ડ બાર શિલિંગ જ મળતા. પરિણામે આખા કુટુંબની વાત તો જવા જ દો પણ માત્ર પોતાનો પંડનો જ કર ભરવાને ફિજીના વતનીને પોતાના ઘરનો, કુટુંબનો, જમીનનો અને ખેતરનો ત્યાગ કરી ઘણી વાર દૂરના કોઇ બીજા બેટ પર જઈ વસવું પડતું અને કર ભરવાનો તેટલો એક પાઉન્ડ મેળવવા ખાતર કંઇ નહિ તો છ મહિના સુધી બગીચાવાળાને ત્યાં વેચાવું પડતું; પણ આખા કુટુંબનો કર ભરવાના પૈસા મેળવવા માટે તો તેને બીજા ઉપાયો જ લેવાની ફરજ પડતી.

આવી વ્યવસ્થાનું પરિણામ સહેલાઇથી કલ્પી શકાય તેમ છે. ૧,૫૦,૦૦૦ ની વસ્તીમાંથી કૅકાબો ફકત ૬,૦૦૦ પાઉન્ડ ભેગા કરી શકયો; અને તેથી બળજબરીથી કર વસુલ લેવા માટે લોકોએ પૂર્વે કદિ ન જોએલો એવો આકરો જુલમ થવા માંડયો, અને અનેક જબરદસ્તીના ઉપાયો શોધવામાં આવ્યા. આજ સુધી શુદ્ધ રહેલી સરકાર આ કામ માટે ગોરા બગીચાવાળાઓ સાથે ભળી ગઇ એટલે દેશનો કારભાર તેમના હાથમાં જઈ પડયો. ચઢી ગયેલી બાકી માટે ફીજિયનોને કોર્ટમાં ઘસડી લઇ જવા માંડયા, અને કેસનો ખરચ ભરી આપવાની સજા ઉપરાંત તેમને ઓછામાં ઓછી છ છ મહિનાની સખત કેદ આપવામાં આવતી. જે કોઇ ગોરો

ગુન્હેગારનો કર અને દાવાનું ખરચ ભરી આપવાને પહેલો તૈયાર થતો તેના બગીચાઓ જ કેદખાનાનું સ્થાન લેતા. પહેલાં પહેલાં તો કેદીને છ મહિના માટે જ આમ ખેતરમાં મજૂરી કરવાની ફરજ પાડવામાં આવતી પણ પછીથી લાંચીઆ ન્યાયાધીશો તેમને દોઢ દોઢ વરસ સુધી ત્યાં મોકલી આપવા લાગ્યા અને પાછળથી એ હુકમનામું ફરી નવું કરી તે મુદત પણ લંબાવવા લાગ્યા.

તરત જ થોડા વરસમાં ફિજીની આર્થિક હાલત તદ્દન પલટાઇ ગઇ. જૂના વખતમાં વસ્તીથી આબાદ એવા આખા જીલ્લાના જીલ્લાઓ અડધા ખાલી પડી ગયા. અને ગરીબાઇથી ટળવળવા લાગ્યા. ઘરડા અને નબળા બાદ કરતાં બાકીની બધી પુરુષ વસ્તી કર ભરવા માટેના જોઇતા પૈસા કમાવા ખાતર અથવા કોરટના હુકમનામાં પ્રમાણે ઘરથી દૂર ગોરાઓના બગીચાઓમાં વેઠ કરતી હતી. ફિજીની સ્ત્રીઓ ભાગ્યે જ કાંઇ પણ ખેતીનું કામ કરતી હોવાથી તેમના ધણીની ગેરહાજરીમાં ખેતરો તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ અથવા તો તે તદ્દન પડતાં મેલવામાં આવ્યાં. થોડાં જ વરસમાં ફિજીની અડધી વસ્તી ગોરા વતનદારોની ગુલામ થઇ ગઇ.

પોતાની સ્થિતિ સુધારવાને ફિજિયનોએ વળી પાછી ઇંગ્લંડ તરફ નજર કરી. ઘણા આગળ પડતા માણસોની અને રાજાઓની સહીઓ લઇ બ્રિટિશ રાજ્યમાં જોડાવાની માગણી કરતી એક અરજી તૈયાર કરવામાં આવી અને તે બ્રિટિશ એલચીને પહોંચાડવામાં આવી. આટલા વખતમાં ઇંગ્લંડને પોતાની બાહોશ ટુકડીઓ મારફત ફિજીની પૂરી તપાસ કરવાનો એટલું જ નહિ પણ બધા બેટોની માપણી

કરવાનો પણ અવસર મળ્યો; અને તેણે પૃથ્વીના એક ખુણામાં આવી રહેલા આ સુંદર બેટોની કુદરતે બક્ષેલી સંપત્તિની યોગ્ય કદર કરી લીધી. આ બધી વિગતોને લીધે આ વખતની મસલતને સંપૂર્ણ યશ મળ્યો અને ૧૮૭૪માં ઇંગ્લંડે ફિજી બેટોનો કબજો લઇ તેને પોતાનાં સંસ્થાનોમાં ભેળવી દીધા. અમેરિકન બગીચાવાળાઓને અલબત આથી ભારે અસંતોષ થયો.

આ પછી કૅકાબો મરણ પામ્યો, અને તેના વંશજોને નાનો સરખો દરમાયો બાંધી આપવામાં આવ્યો. ન્યુ સા વેલ્સના ગવર્નર સર રૉબિનસનને બેટોનો કારભાર સોંપવામાં આવ્યો. ફિજી ઇંગ્લંડ સાથે જોડાયું તે વરસમાં તેનો કારભાર ઇંગ્લંડને હસ્તક ન ગયો પણ સર રૉબિનસનની દેખરેખ હેઠળ તેના એક વહીવટદાર મારફત ચાલતો રહ્યો. ઇંગ્લંડે ટાપુઓને પોતાના હાથમાં લીધા એટલે તેની પાસેથી રાખવામાં આવેલી આશાઓ પૂરી કરવાનો અઘરો પ્રશ્ન તેની આગળ ખડો થયો. લોકોએ સ્વાભાવિક રીતે જ પ્રથમ તો પેલો આકરો ને અકારો માથાવેરો નાશ પામશે એવી આશા રાખેલી પણ કેટલાક ગોરા (અમેરિકન) વતનદારો બ્રિટિશ અમલ તરફ કંઇક અંશે શંકાની નજરે જોતા, અને કંઇક અંશે (જે બ્રિટિશ હતા તે) દરેક જાતના ખાસ લાભની, એટલે મૂળ વતનીઓ પરની તેમની સત્તા સરકાર કાયમ રાખશે એવી, અને જમીન હોઇયાં કરવાની તેમની રીતને સંમતિ આપશે એવી આશા રાખતા.

પણ અંગ્રેજ સરકાર તેમના માથાની મળી અને તેણે પહેલું કામ એ કર્યું કે, જેનાથી દેશીઓ પર ગુલામગીરી આવી પડી હતી અને જેનો ફાયદો માત્ર ગોરાઓને જ

મળતો હતો તે માથાવેરો કાઢી નાંખ્યો. પણ તેથી રૉબીનસન સામે એક મુસ્કેલ એ શીંગડાંવાળો પ્રશ્ન ઉભો થયો. માથાવેરામાંથી મુક્ત થવા માટે ફિજિયનોએ અંગ્રેજ સરકારનો આસરો લીધો હતો એટલે તેને રદ કરવાની તો જરૂર હતી જ. પણ બીજી તરફ, સંસ્થાનોએ પોતાનું ખર્ચ પોતે જ ઉઠાવવું જોઇએ એ અંગ્રેજ સરકારની સંસ્થાનોને લગતી નીતિ અનુસાર ફિજીના રાજકારભારનું ખર્ચ ચલાવવા માટે ત્યાંથી જ સાધનો ખોળી કાઢવાની તેટલી જ જરૂર હતી. પણ માથાવેરો રદ થતાં ફિજીની કુલ આવક ( કસ્ટમ જકાતમાંથી ) ૬,૦૦૦ પાઉન્ડથી વધારે થતી નહિ જ્યારે વાર્ષિક ખર્ચ માટે ઓછામાં ઓછા ૭૦,૦૦૦ પાઉન્ડની જરૂર તો હતી જ. તેથી રૉબીનસને પૈસાનો કર રદ કર્યો પણ મજૂરીનો કર શોધી કાઢયો, જેને પેટે અમુક મજૂરી દરેક ફિજિયનને સરકાર સારૂ કરવી પડતી. પણ તેમાંથી તે અને તેના મદદનીશોને જોઇતા ૭૦,૦૦૦ પાઉન્ડ મળી રહેતા નહિ.

ગૉર્ડન નામનો નવો ગવર્નર નીમાયો ત્યાં સુધી ગાડું બરોબર ચાલ્યું નહિ. તેણે પોતાના અને પોતાના અધિકારીઓના નીભાવ માટે જોઇતા પૈસા એટના વતનીઓ પાસે કાઢાવવા માટે, લેણદેણમાં પૂરતું રોકડ નાણું ફરતું ન થાય ત્યાં સુધી કોઈ પણ જાતનો રોકડ પૈસો માગવાનું બંધ કરી તેમની પાસેથી કાચી પેદાશ ઉઘરાવીને જાતે વેચવાનો નવો જ કીસ્સો કાઢયો.

ફિજિયનોના જીવનનું આ કરુણ પ્રકરણ પૈસો શું છે અને તેની અસર કેટલે સુધી પહોંચે છે તે સ્પષ્ટ અને ઉત્તમ

રીતે બતાવી આપે છે. અહીં બધું જ ચોખ્ખું તરી આવે છેઃ પ્રજાઓને ગુલામ બનાવવા માટે લાગતી પહેલી અને મુખ્ય શરત — તોપ, ધમકીઓ, ખુન અને જમીનનો જુલમથી લેવાતો કબજો, અને મુખ્ય સાધન જેણે બીજાં બધાં સાધનોનું સ્થાન લઇ લીધું છે તે — પૈસો. રાષ્ટ્રોના આર્થિક વિકાસના ઐતિહાસિક વર્ણન માટે શતકો સુધીનો તેમનો ઇતિહાસ જે વસ્તુને માટે ક્રમે ક્રમે તપાસવો પડે છે તે અહીં કે જ્યાં પૈસાના જુલમની બધી રીતોનો અમલ થયો છે ત્યાં એક દશકામાં ઠાંસીને ભરી દેવામાં આવી છે. નાટકની શરૂઆત આ પ્રમાણે થાય છેઃ જે ટાપુના વતનીઓને અમેરિકન સરકાર ગુલામ બનાવવા માગે છે તેના કિનારા તરફ ભરેલી તોપવાળું વહાણ મોકલાવે છે. આ ધમકીનું બહાનું જો કે પૈસો છે પણ નાટકની શરૂઆત, જેમણે કંઇ ગુન્હો કર્યો નથી તે નિર્દોષ સ્ત્રીઓ, બાળકો અને ઘરડાંઓ તરફ તોપ તાકીને કરવામાં આવી છે. અને આ જ ઘટના આજે અમેરિકા, ચીન ને મધ્ય એશીઆમાં વારંવાર બની રહી છે. નાટકનો પ્રથમ પ્રવેશ આ છેઃ 'માથું ધરો કે પૈસો ધરી દો;' અને જ્યાં જ્યાં પ્રજાઓ જીતાઇ છે ત્યાં ત્યાં આ જ પ્રવેશની પુનરાવૃત્તિ થઇ છે; ૪૫,૦૦૦ ડૉલર અને પછીથી ૯૦,૦૦૦ ડૉલર આપો અથવા કતલ થાઓ. પણ ૯૦,૦૦૦ ડૉલર લાવવા કયાંથી? અમેરિકનો પાસેથી તે મળી શકે તેમ છે. એટલે પછી નાટકનો બીજો અંક શરૂ થાય છેઃ એ ઘાતકી, ભયાનક અને તીવ્ર ખુનરેજી ટાળવાની ને તેને બદલે વધારે લાંબા વખત સુધી ચાલતાં પણ સ્પષ્ટ ન દેખાય એવાં દુઃખોને ભેટી લેવાની જીતાએલી પ્રજાને જરૂર પડે છે.

બિચારું નાનકડું રાષ્ટ્ર પોતાના પ્રતિનિધિઓદ્વારા કતલને બદલે પૈસાની ગુલામગીરી ભોગવી લેવાનો ઉપાય શોધે છે. તે વ્યાજે પૈસા કરજે કાઢે છે અને પછી પૈસાના સાધન વડે પ્રજાઓને ગુલામ બનાવવાની પદ્ધતિનાં બધાં સ્વરૂપો અમલમાં આવે છે.

એકદમ લશ્કરની તાલીમબદ્ધ ટૂકડીની માફક આ પદ્ધતિનું કામ શરૂ થઇ જાય છે, અને પાંચ જ વરસમાં બધો ખેલ ખલાસ થઇ જાય છે. લોકો પોતાની જમીનનો ઉપયોગ કરવાનો હક તો ખોઇ જ બેસે છે પણ વધારામાં પોતાની મિલકત અને સ્વતંત્રતા પણ તેઓ ગુમાવી બેસે છે; હવે બધો પુરુષવર્ગ ગુલામ થયો.

એટલે હવે ત્રીજા અંકની શરૂઆત થાય છે: લોકોની સ્થિતિ છેક આકરી છે, એવામાં તે અભાગી લોકો એવી અફવા સાંભળે છે કે માલિક બદલવા હોય તો બદલી શકાય તેમ છે અને એકને છોડી બીજાની ગુલામગીરીમાં પડવું હોય તો પડાય તેમ છે. (પૈસાને લીધે આવી પડેલી ગુલામગીરીમાંથી કાયમની મુક્તિ મેળવવાનો તો વિચાર સરખાયે તેમને નથી આવતો.) બિચારું નાનકડું રાષ્ટ્ર બીજાને માલિક થવા નોતરી તેને શરણે જાય છે, અને તેને હવે પોતાની સ્થિતિ સુધારવાની વિનંતિ કરે છે. આ પ્રસંગે અંગ્રેજ લોકો રંગભૂમિ પર આવીને જુએ છે કે આ ટાપુઓનો કબજો મળે તો કેટલાક સંખ્યાબંધ વધી રહેલા, મધપૂડાની નરમાખી જેવા બેસીને ખાનારા આળસુ લોકોને તેમાંથી પોષણ આપી શકાય તેમ છે; એટલે અંગ્રેજ સરકાર આ ટાપુઓનો તેમાં વસતા લોકો સાથે કબજો લે છે, પણ

તે સરકાર લોકોને અંગત ગુલામ નથી બનાવતી, નથી તેમની જમીન પણ પડાવી લેતી કે નથી તે જમીનને પોતાના આશ્રિતોમાં વહેંચી આપતી. એ જૂની પદ્ધતિઓની હવે જરૂર નથી. હાલ તો લોકો એક નિયમિત ખંડણી ભરે તો બસ છે; પણ તે સાથે આ ખંડણીની રકમ એટલી મોટી હોય છે કે એક તરફ તે મારફત મજૂરોને કાયમની ગુલામીમાં જકડી રાખી શકાય અને બીજી તરફ તેનાથી પેલા આળસુ લોકોના ટોળાને ખાવાનું પુરૂં પાડી શકાય.

હવે લોકોને ૭૦,૦૦૦ પાઉન્ડ ભરવાના આવ્યા. આ ખંડણીને બધી શરતોનો પાયો બનાવી ઈંગ્લંડ ફિજિયનોને અમેરિકાની ગુલામગીરીમાંથી મુક્ત કરવાનું કબૂલ કરે છે. પણ તે સાથે લોકોને સંપૂર્ણ રીતે ગુલામ બનાવવા માટે આટલી એક જ શરત બસ છે. બને છે એમ કે ફિજિયનોની અત્યારની સ્થિતિમાં તેઓ ૭૦,૦૦૦ પાઉન્ડ ભરી શકે એમ નથી હોતું. આટલી રકમની માગણી તેમને ઘણી ભારે પડે છે. અંગ્રેજો થોડા વખતને માટે આ માગણી નરમ કરે છે અને વખત જતાં જ્યારે નાણાંનો પૂરતો પ્રચાર થઈ રહે ત્યારે તે જોઇએ તેટલી વધારી શકાય તે માટે હાલ તેનો કેટલોક ભાગ કાચો માલ લઇને વસુલ લેવાનું કબૂલ રાખે છે.

ઈંગ્લંડનું વર્તન પેલી કંપનીના જેવું નથી. કંપનીની રીત તો જંગલી લોકોના દેશમાં જંગલી દિગ્વિજયીઓ માત્ર જેટલું બને તેટલું લૂંટી પાછા ચાલ્યા જવાના ઉદ્દેશથી પેસે છે તેમના જેવી હતી. ઇંગ્લંડ તો વધારે દુરદાષ્ટવાળા ગુલામ બનાવનારની જેમ કામ લે છે.

સોનાનાં ઈંડાં મૂકનાર મરઘીને તે ઝટ મારી નથી નાંખતું, પણ તેને ભાન છે કે મરઘી કિંમતી ઈંડાં મૂકે છે એટલે તેને ખવડાવવું પડે છે તેટલું ખવાડે છે પણ ખરૂં. પોતાના જ લાભ માટે શરૂઆતમાં તે જરા લગામ ઢીલી મૂકે છે, કે જેથી આગળ જતાં તે સદાને માટે જોઇએ તેટલી સખત ખેંચી શકાય, યૂરોપનાં બધાં રાષ્ટ્રો અત્યારે પૈસાની જેવી ગુલામીમાં પડેલાં છે, જેમાંથી છૂટવાનો આરો જ નથી એવી ગુલામીમાં ફિજિયનોને જકડી શકાય.

પૈસો વિનિમયનું નિર્દોષ સાધન છે એ ખરૂં પણ જ્યારે દેશના કિનારાઓ પર ભરેલી તોપોની હાર ગોઠવી દીધેલી હોય અને લોકો પર ગોળા છૂટવાની તૈયારી હોય ત્યારે તો નહિ જ. જે ક્ષણે જુલમથી, બંદુકના રક્ષણ હેઠળ, પૈસા વસુલ કરવામાં આવે છે તે જ ક્ષણે ફિજી બેટોમાં જે સ્થિતિ ઉભી થઈ અને દરેક ઠેકાણે બધા જમાનામાં, જીતાએલા રાજાઓની બાબતમાં, ટ્રેવિલિયનોમાં અને બધી રાજસત્તાઓમાં અને તેમનાં રાજ્યોમાં જે બનેલું તેની પુનરાવૃત્તિ થાય છે. જે લોકોની પાસે બળાત્કાર કરવાની સત્તા હોય છે તે બીજાનો પૈસો ચૂસીને તેમને સતાવવાના જ; એટલે જેમનો પૈસો લૂંટાય છે તેમને જુલમગારોના ગુલામ થવું જ પડવાનું.

વળી અંગ્રેજો અને ફિજિયનોની બાબતમાં જે બન્યું તે અન્યત્ર પણ બનવાનું જ. જુલમગારો જીતાએલાઓને જલદી ગુલામીમાં સપડાવી શકાય માટે એકવાર માગેલી રકમની હદ સુધી જ અટકી રહેવાને બદલે તે રકમ વધારવાના જ. એકાદ નૈતિક ભાવનાને ખાતર જ કદાચ તેઓ માગેલી

રકમની હદ ન ઓળંગતાં તેટલાથી જ સંતોષ માનશે, પણ જો તેમને તે વખતે પૈસાની ગરજ હશે તો નૈતિક ભાવના હોય કે ન હોય પણ એટલી રકમની હદ સુધી તો દબાણ કરવાના જ; પણ રાજસત્તાઓથી એ હદે અટકી નહિ રહેવાય; તે તો ઓળંગાવાની જ કારણ એક તો આપણે જાણીએ છીએ કે યુદ્ધોને લીધે અને પોતાના આશ્રિતોને પગારો બાંધી આપવાની આવશ્યકતાને લીધે તેઓ હંમેશાં ભારે ભીડમાં હોય છે.

બધી રાજસત્તાઓને માથે પહોંચી ન વળાય એવા દેવાના ડુંગરો પડેલ છે, તેથી તેમની ઇચ્છા ન હોય તો પણ અઢારમી સદીના પેલા રશિયન મુત્સદ્દીએ તારવેલો નિયમ તેમને અમલમાં આણ્યા વગર છૂટકો નથી થતો કે ખેડુતોને મૂંડેલા જ રાખવા અને તેમને માથે વાળ ઉગવા જ ન દેવા. બધી જ રાજસત્તાઓને માથે વાળી ન શકાય એવું આ દેવું હોય છે અને એ દેવાનો કુલ સરવાળો (ઇંગ્લંડ અને અમેરિકામાં કોક વાર એ ઓછું પણ થાય છે તે છતાં) દર વરસે ભયાનક રીતે વધતો જાય છે. એવી જ રીતે અંદાજપત્રોનો આંકડો એટલે બીજા પૈસા કઢાવનારાઓને હંફાવવાની અને લોકો પાસે પૈસા કઢાવવામાં મદદ કરનારાઓને પૈસા અને જમીનના દરમાયા બાંધી આપવાની આવશ્યકતા પણ વધતી જાય છે. અને એ જ રીતે જમીનની કિંમત પણ વધ્યે જાય છે.

રોજીનો દર ગણોતના સામાન્ય નિયમને અનુસરીને નથી વધતો પણ રાજ્યસત્તાની હસ્તી અને જમીન પર મૂકાયેલી ખંડણીને લીધે વધે છે. એ સત્તા અને ખંડણીનો

હેતુ એટલો જ હોય છે કે લોકો પાસેથી તેમની વધારાની બધી પેદાશ લઈ લેવી કે જેથી આ ખંડણી ભરવા માટે તેમને પોતાની મજૂરી બીજાને વેચવી પડે. ખંડણી માગવાનો હેતુ હંમેશાં આમ લોકોની મજૂરીનો અયોગ્ય લાભ લેવો એ જ હોય છે. હવે મજૂરો પોતાની આજીવિકાનાં સાધનો રાખીને આપી શકે તેના કરતાં ઘણી મોટી કુલ રકમ માગવામાં આવે તો જ તેમની મજૂરીનો આમ લાભ લઈ શકાય. અને પછી જો મજૂરીના દર વધારવામાં આવે તો લોકોને ગુલામ બનાવવાનો આ ખંડણીનો હેતુ બર ન આવી શકે, અને તેથી જ્યાં સુધી બળાત્કારની જરા પણ વાંછના હોય ત્યાં સુધી તે દર કદિ પણ વધારી શકાય નહિ. એક વર્ગના લોકોના બીજા પ્રત્યેના આ સાદા અને સમજી શકાય એવા કૃત્યને જ અર્થશાસ્ત્રીઓ 'લોખંડી' કાયદો કહે છે, પણ જે સાધનથી આ કૃત્ય કરવામાં આવે છે તેને વિનિમયનું સાધન માત્ર કહે છે.

વિનિમયના આ નિર્દોષ સાધન પૈસાની માણસોને વ્યવહારમાં જરૂર પડે છે. જ્યાં લોકો પાસે બળાત્કારે પૈસાની ખંડણી માગવામાં નથી આવતી ત્યાં આજે જે અર્થમાં પૈસો સમજવામાં આવે છે તે કદિયે અસ્તિત્વમાં નહોતો, ન હોઇ શકે; પણ ફિજિયનો, કિર્ગીઝો, ફીનિશિયનો; આફ્રીકનો અને સાધારણ રીતે જે લોકો કોઇ પણ જાતના કર નથી ભરતા તેઓ એનો જે અર્થ કરે છે તે તો હંમેશાં હતો અને રહેવાનો જ. એ લોકોમાં એક જણસના બદલામાં પ્રત્યક્ષ બીજી જણસ આપવાનો રિવાજ હોય છે અને દેશ કાલ પ્રમાણે ઘેટાં, રુંવાટીવાળાં અથવા કાચાં ચાંમડાં,

શંખલાં વગેરે વસ્તુઓ વસ્તુઓની કિંમત કરવાનાં સાધનો હોય છે. જ્યારે બધા જ લોકો પાસે જુલમને જોરે પૈસો કઢાવવામા આવે છે ત્યારે જ આ વિશિષ્ટ જાતનો પૈસો પ્રચારમાં આવે છે. અને એવી સ્થિતિમાં જ માણસને પોતાની જાતને જુલમમાંથી ખંડણી આપી છોડાવવા માટે તેની જરૂર પડે છે, અને ત્યારે જ વિનિમય માટે તેને એક ચોક્કસ કિંમત અપાય છે. એટલે આવી સ્થિતિમાં માલની અદલાબદલી માટે જે વધારે અનુકૂળ હોય છે તેને કિંમત નથી રહેતી પણ સત્તા જેની માગણી કરે તેને કિંમતી ગણવામાં આવે છે. સરકારની સત્તા જો સોનાની માગણી કરે તો સોનાને કિંમત આવશે; હાથનાં સાધાનાં હાડકાં માગશે તો હાથના સાંધાનાં હાડકાં કિંમતી ગણાશે. જો આમ ન હોય તો વિનિમયના સાધનો નક્કી કરવાનો અનન્ય હક સરકારને જ કેમ હોય છે ?

ધારો કે લોકોએ—માનો ફિજિયનોએ પોતાનું વિનિમયનું સાધન અમુક નક્કી કર્યું છે. ઠીક, તો પછી તેમને ફાવે તે રીતે પોતપોતાની ચીજોનો વિનિમય કરવા દો અને તમે સત્તાધીશો એટલે બળાત્કારનાં સાધનોવાળા એ વિનિમયનાં સાધનમાં હાથ ન ઘાલો. પણ તમે શું કરો છો ? તમે તો પૈસાના સિક્કા પાડો છો. અને બીજા બધાને તે પાડવાની મનાઈ કરો છો; પછી અમારી માફક તમે રાજા રાણીની છબીવાળાં અસંખ્ય કાગળિયાં છાપો છો; તેના પર ખાસ પ્રકારની સહીઓ કરો છો; આવાં નાણાં બીજો કોઇ પાડે તેને માટે શિક્ષાઓ ફરમાવો છો; તમારા અધિકારીઓમાં એ નાણાં વહેંચો છોઃ અને સરકારના કર અને જમીનના

મહેસુલ પેટે બરાબર એવી જ છાપવાળા સીક્કા અને કાગળનાં ચીંથરાં માગો છો અને તે પણ એટલાં બધાં કે એવાં ચીંથરાં અને સીક્કા મેળવવા માટે મજૂરોને પોતાની સર્વ મજૂરી આપી દેવી પડે છે; અને આ બધું કર્યા પછી તમે એમ ખાતરી આપવા માગો છો કે પૈસો એ વિનિમયના સાધન તરીકે જરૂરી છે.

માણસો તો બધા સ્વતંત્ર છે, અને તેઓ એક એકના પર જુલમ નથી ગુજારતા. અથવા નથી એક એકને ગુલામ બનાવતા. સમાજમાં જે દુષ્ટ છે તે તો 'લોખંડી' કાયદો છે અને પૈસો છે, અને તે કાયદા પ્રમાણે ગણોત વધ્યાં જાય છે અને રોજી ઘટતી જાય છે. અડધા કે એથીયે વધારે રશિયન ખેડુતો પ્રત્યક્ષ અને પરોક્ષ કરો અને જમીન મહેસુલને લીધે જમીનદારો અને કારખાનાંવાળાઓને ત્યાં પોતાની જાતને મજૂરી સારૂ વેચે છે તેનો અર્થ પ્રત્યક્ષ દેખાય છે તે નથી. એટલે કે સરકાર અને તેનાં માણસોને તથા જમીનદારોને કર પેટે પૈસો આપવો પડે છે તેથી અને આ માથાવેરા તથા પરોક્ષ અને જમીનના કરોને લીધે જ મજૂરને પૈસા ઉઘરાવનારના ગુલામ થઇ રહેવું પડે છે; પણ સમાજમાં એક 'લોખંડી' કાયદો, અને પૈસો — પેલું વિનિમયનું સાધન — છે એ જ એનો અર્થ છે.

જ્યારે ખેડુત-ગુલામો છૂટા નહોતા થયા ત્યારે વેંકા પાસેથી હું બધી જાતનાં કામ બળાત્કારે લઇ શકતો હતો. અને જો તે ના પાડે તો તેને પોલીસ પટેલ પાસે મોકલી દઈ તેની પાસે તેને ફટકા મરાવી હા પડાવતો. તેમ છતાં તે વખતમાં જો હું વેંકા પાસે હદ ઉપરાંત કામ લેતા છતાં તેને

જમીન કે ખોરાક ન આપતો તો અધિકારીઓના કાન સુધી તેની ફરિયાદ જતી અને મારે તેનો જવાબ દેવો પડતો. પણ આજે જો કે લોકો હવે છૂટા છે તેમ છતાં વેંકા, સિડોર્કા અથવા પેડ્રુસ્કા પાસે ફાવે તે કામ હું કરાવી શકું છું, અને જો તેઓ કામ કરવાની ના પાડે તો તેમને કર ભરવાને જોઇતા પૈસા નથી આપતો. એટલે પછી તાબે ન થાય ત્યાં સુધી કર નથી ભરાતો માટે અધિકારીઓ તેને ફટકારશે. વળી આજે તો હું કોઇ જર્મન, ફ્રેંચ, ચીના અને હિંદુ પાસેથી પણ તે ના પાડે છતાં તેને જમીનનું ગણોત ભરવા માટે કે રોટલા મેળવવા માટે જોઇતા પૈસા માટે ટળવળાવીને કામ કરાવી લઇશ કારણ તેની પાસે નથી રોટલો કે નથી જમીન. અને તેને ખાવાનું આપ્યા વગર તેની શક્તિ ઉપરાંતનું કામ કરાવું તો પણ કોઈ મને એક શબ્દ કહી નહિ શકે; અને વધારામાં જો મેં અર્થશાસ્ત્રનાં પુસ્તકો વાંચ્યા હશે તો તો મને હૃદયપૂર ખાત્રી થઈ જશે કે બધાં માણસો સ્વતંત્ર છે અને પૈસાથી કોઈ જાતની ગુલામી નીપજતી નથી.

ખેડુતોએ તો લાંબા વખતથી જાણ્યું છે કે એક લાઠી કરતાં એક રુબલથી વધારે દુઃખ આપી શકાય છે. પણ એક અર્થશાસ્ત્રને જ આ વાત નથી સૂઝતી. ' સર્ફ લૅા 'થી ( ગુલામોનો કાયદો ) જરાયે ગુલામી પેદા થતી નથી એમ પચાસ વરસ પર કહેવું, અને પૈસાથી જરાયે ગુલામી પેદા નથી થતી એમ આજે કહેવું એ સરખું છે. અર્થશાસ્ત્રીઓ કહે છે કે પૈસો પાસે હોવાને લીધે એક માણસ બીજાને ગુલામ બનાવી શકે છે તો પણ પૈસો એ તો વિનિમયનું

નિર્દોષ સાધન જ છે. તો પછી પચાસ વરસ પહેલાં કોઇ એમ કહેતું કે 'સર્ફ લૉ' (ગુલામોનો કાયદો) પ્રમાણે એક માણસ બીજાને ગુલામ બનાવે છે એ ખરું પણ તે ગુલામગીરીનું સાધન નથી, પરસ્પર સેવા કરવાનું નિર્દોષ સાધન છે, તેને અઘટિત કહેવાનું કારણ શું છે? 'કેટલાક પોતાની અણઘડ મજૂરી આપે છે, બીજાઓ તેમના શારિરિક અને માનસિક હિતની સંભાળ લે છે અને તેમને કામની વહેંચણી કરી આપે છે'. મને લાગે છે લોકો પચાસ વરસ પર આવી જ દલીલો કરતા હશે.

## ૧૯

બધાં કાયદાશાસ્ત્રોની જેમ જુલમના સમર્થનની ભાંજગડમાં જો આ કાલ્પનિક શાસ્ત્ર — અર્થશાસ્ત્ર — ન પડે તો તેને દેખાઇ આવ્યા વિના નહિ રહે કે દ્રવ્યની વહેંચણી, કેટલાકોને હાથે ચાલી રહેલી મૂડીની અને જમીનની લૂંટ, અને એક વર્ગના લોકો બીજા વર્ગને ગુલામ બનાવે છે, એ બધી વિચિત્ર ઘટનાઓ પૈસાને લઇને બને છે, અને પૈસા વડે જ એક વર્ગના લોકો બીજાની મજૂરીનો ઉપયોગ કરે છે એટલે કે તેમને ગુલામીમાં જકડે છે.

હું ફરીથી કહી જાઉં: જેની પાસે પૈસો હોય તે બીજાના પેટનો રોટલો બધો વેચાતો લઈ લઈ તેને ભૂખે મારી તે જ રોટલા માટે તેને ગુલામ બનાવી શકે. ખરેખર, આપણી આંખ આગળ જ આ બધું મોટા પ્રમાણમાં ચાલી રહ્યું છે. કોઇને લાગે કે માણસોની ગુલામીની આ વિચિત્ર ઘટના અને પૈસા વચ્ચેનો સંબંધ શોધી કાઢવાની જરૂર છે પણ શાસ્ત્ર આપણને પૂરા ભરોસાથી ખાતરી આપે છે કે પૈસાને અને માણસોની ગુલામીને કંઈ પણ સંબંધ નથી.

શાસ્ત્ર કહે છે: ઉત્પન્ન થવામાં લાગતી મજૂરી જેટલી જ જેને કિંમત છે એવા માલ જેવો જ પૈસો પણ એક માલ છે. ફરક માત્ર એટલો જ છે કે આ માલ કિંમતો નક્કી કરવા માટે, સંગ્રહ કરવા માટે અને બીજા માલોની કિંમત ચૂકાવવા વગેરે માટે બહુ અનુકૂળ હોવાથી તેની વિનિમયના સાધન તરીકે પસંદગી કરવામાં આવી છે. એટલે કે એક જણ જોડા બનાવે છે, બીજો અનાજ પકવે છે, ત્રીજો ઘેટાં ઉછેરે છે, અને તે બધા પોતાની પેદાશોની સગવડથી અદલાબદલી કરી શકાય એટલા માટે મજૂરીના પ્રમાણસર અવેજ તરીકે નાણું દાખલ કરી તે વડે જોડાનાં તળિયાં સાટે ખાવાના માંસના અમુક ટુકડાનો કે દશ શેર લોટનો બદલો કરે છે.

આ કાલ્પનિક શાસ્ત્રના અનુયાયીઓને પોતાની આગળ વસ્તુસ્થિતિને આવી ચીતરવાનો ખૂબ શોખ છે. પણ આવી વસ્તુસ્થિતિ આ દુનિયામાં કદિયે અસ્તિત્વમાં નહોતી. સમાજની સ્થિતિનો આવો ચિતાર પ્રાચીન તત્ત્વવેત્તાઓ પુરાતન, આવકૃત અને પૂર્ણતાએ પહોંચેલા માનવી સમાજનું જે ચિત્ર આલેખતા તેના જેવો છે. આવી સમાજવ્યવસ્થા કદિયે અસ્તિત્વમાં નહોતી. બધા સમાજોમાં જ્યાં જ્યાં જેને પૈસો કહીએ છીએ તેનું અસ્તિત્વ છે ત્યાં ત્યાં હમેશાં બળાત્કારનું અસ્તિત્વ પણ હોય છે જ અને ત્યાં બધે જ બળવાન અને સશસ્ત્ર લોકો નિર્બળ અને નિઃશસ્ત્ર લોકો પર જુલમ ગુજારે છે. પણ જ્યાં જ્યાં જુલમ કે બળાત્કારનું અસ્તિત્વ છે ત્યાં ત્યાં મજૂરીની કે માલની કિંમતના અવેજનો — પૈસાનો, અથવા ઢોર, રુવાંટી, ચામડાં, ધાતુ

વગેરે ગમે તે રૂપમાં દ્રવ્યનો — ખરો અર્થ નષ્ટ થઈ તેની જગ્યાએ જુલમના બદલામાં ભરવાની ખંડણી એ જ તેનો અર્થ થઈ જાય છે.

પૈસામાં અર્થશાસ્ત્ર ગણાવે છે તે નિર્દોષ ગુણો બધા બેશક છે, પણ જ્યાં એક માણસના એકબીજાના ઉપરના સહેજ પણ બળાત્કારનો અભાવ હોય તેવા સમાજમાં જ — આદર્શ સમાજમાં જ — પૈસામા આવા ગુણો સાચી રીતે હોઈ શકે; પણ આવા સમાજમાં પૈસાનું પૈસા તરીકેનું એટલે વસ્તુઓની કિંમતના સામાન્ય અવેજ તરીકેનું અસ્તિત્વ નહિ હોય કારણ કે જેમાં સર્વસાધારણ રાજકીય જુલમ ન હોય એવા કોઈ પણ સમાજમાં પૂર્વે તેનું અસ્તિત્વ નહોતું અને આજે પણ ન હોઈ શકે. તેનો મુખ્ય ઉદ્દેશ વસ્તુઓના વિનિમયના નિયત સાધન તરીકે વપરાવાનો નથી પણ જુલમની ગરજ સારવાનો છે. જ્યાં બળાત્કાર છે ત્યાં વિનિમયના નિયત સાધન તરીકે પૈસાનો ઉપયોગ નહિ થઈ શકે કારણ તે મજૂરીની કે માલની કિંમતનો અવેજ જ થઈ નહિ શકે. અને એ કિંમતોના અવેજ તરીકે કામ નહિ આપી શકે તેનું કારણ એ કે સમાજમાં એક જણની મજૂરીની પેદાશ બીજો ઝૂંટવી લઈ શકતો હોય કે તરત જ આ અવેજની અવેજ બનવાની લાયકાત ઘટી જાય છે.

ખેડુતોએ અને બીજાઓએ ઉછેરેલા ઘોડાઓ અને ગાયો તેમની પાસેથી બળાત્કારે ઝૂંટવી લઈ બધાં ભેગાં કરી બજારમાં વેચવા માટે આણવામાં આવે તો એ દેખીતું છે કે એ બજારમાં ઘોડાની અને ગાયોની જે કિંમત ઉપજશે તે તેમને

ઉછેરવામાં પડેલી મહેનતનો અવેજ નહિ હોય; અને બીજી બધી વસ્તુઓની કિંમતો આ ફેરફારના પ્રમાણમાં ફેરવાવાની; અને આખરે પૈસાથી આ ચીજોનું મૂલ નહિ આંકી શકાય. વળી જો બળાત્કારથી ગાય, ઘોડો કે ઘર ઝૂંટવીને મેળવી શકાય તો એ જ બળાત્કારને જોરે પૈસો પણ ઝૂંટવી લઈ શકાય અને તેનાથી બાકીની બધી ચીજો મેળવી શકાય. પણ પૈસો જ જો બળાત્કારથી મેળવી શકતો હોય અને તે વડે બીજી વસ્તુઓ વેચાતી લેવામાં આવે તો માલના કે મજૂરીના અવેજ તરીકેનું તેનું બધું સ્વરૂપ નષ્ટ થાય છે. જુલમગાર, જે પહેલાં પૈસો લૂટી લે છે અને પછી મજૂરીની પેદાશના બદલામાં આપે છે તે વસ્તુની પ્રમાણસર અદલાબદલી નથી કરતો પણ પૈસાથી તેને જે જોઇએ છે તે પડાવી લે છે.

પણ ધારો કે આવો એક કાલ્પનિક અને અસંભવિત સમાજ અસ્તિત્વમાં છે, તેમાં લોકો પર સર્વસાધારણ રાજકીય જુલમ નથી અને વળી તેમ છતાં માલની કે મજૂરીની કિંમતના અવેજ તરીકે જ પૈસાનો — સોનાનો કે રૂપાનો — ઉપયોગ થાય છે. પણ આવા સમાજમાંયે બળાત્કારનાં પગલાં મંડાશે કે તરત જ પૈસાનો આવો ઉપયોગ નષ્ટ થશે. જુલમગાર આવા સમાજમાં દિગ્વિજયીના રૂપમાં પ્રવેશ કરે છે. આપણે ધારી લઇએ કે આ જુલમગાર ત્યાંના રહીશોની ગાયો, ઘોડાઓ અને તેમનાં ઘરોનો કબજો પડાવી લે છે. પણ આ બધું પોતાના કબજામાં રાખવું તેને સવડભરેલું થાય તેમ નથી તેથી તેને એ લોકોની અંદર જે વડે બધી વસ્તુઓની કિંમતો નક્કી થતી હોય અને બધી જાતની વસ્તુઓ જેનાથી બદલામાં લઈ શકાતી હોય તે — પૈસો — પડાવી

લેવાનું સ્વાભાવિક રીતે જ તેને સૂઝે છે. આમ બનતાંની સાથે તરત જ આવા સમાજમા પૈસાનું કિંમતોના અવેજ તરીકેનું સ્થાન નષ્ટ થઈ જવાનું, કારણ કે બધી વસ્તુઓની કિંમતના ધોરણનો આધાર હવે હમેશાં જુલમગારની મનસ્વી વૃત્તિ ઉપર રહેવાનો. જુલમગારને જે ચીજની અત્યંત જરૂર પડશે અને જેને માટે તે સૌથી વધારે પૈસા આપશે તેની જ કિંમત વધારે અંકાવાની અને તેથી ઉલટું જેની તેને જરૂર નહિ હોય તેની કિંમત ઘટવાની. આમ જુલમના ભોગ થઇ પડેલા સમાજમાં પૈસાને એકદમ જુલમગારને જુલમ ગુજારવાના સાધનનો એકપૂરો અર્થ પ્રાપ્ત થવાનો અને દબાએલા લોકોમાં વિનિમયના સાધન તરીકેનું એનું મહત્ત્વ તેને અનુકૂળ હોય તેવી બાબતમાં જ અને તેટલા પ્રમાણમાં જ રહેવાનું.

એક નાના સરખા સમૂહમાં આપણે આ જ બાબતનો વિચાર કરીએ. ગુલામો જમીનદારને કાપડ, મરઘાં, ઘેટાં પૂરાં પાડે છે અને દિવસભર મજૂરી આપે છે. ખેડુતો લેણાની એ વસ્તુઓને બદલે પૈસા આપવાની યોજના કરે છે અને તે માટે લેણાની જુદી જુદી વસ્તુઓની કિંમતો નક્કી કરે છે. જેની પાસે કાપડ, અનાજ, ઢોર અથવા મજૂરી કરવા જેટલા જોરાવર હાથ ન હોય તે હવે બદલામાં અમુક પૈસા આપી શકે. એ તો દેખીતું છે કે આ જમીનદારના ગણોતિયાઓના સમાજમાં જણસોની કિંમતનો આધાર હમેશાં જમીનદારની મનસ્વી વૃત્તિ ઉપર રહેવાનો. જમીનદાર ઉઘરાવેલી ચીજોનો ઉપયોગ કરે તેમાંથી કેટલીક ચીજોની તેને વધારે જરૂર પડવાની અને કેટલીકનો તેને ઓછો ખપ પડવાનો. આ રીતે વિચાર

કરીને જ તે કેટલીક ચીજોની વધારે ને કેટલીકની ઓ
કિંમત નક્કી કરવાનો. એ તો હવે સ્પષ્ટ જ છે કે મ
જમીનદારની વૃત્તિ પ્રમાણે અથવા તેની જરૂરિયાતોથી
ગણોત ભરનારાઓની અંદર આ બધી વસ્તુઓની કિંમ
અંકાવાની.

જો જમીનદારને દાણાની જરૂર હશે તો અમુક પ્રમાણ
દાણો પૂરો ન પાડનાર પાસેથી બદલામાં તે ભારે કિં
માગવાનો અને કાપડ, ઢોર અથવા દિવસની મજૂરી પૂરી
પાડવા બદલ હલકી કિંમત માગવાનો. તેથી જેમનાં પાસે દા
નહિ હોય તેવા લોક જમીનદારને આપવા તેટલો દાણો મેળવ
માટે પોતાની મજૂરી, કાપડ, ઢોર વિગેરે બીજાને વેચવા

જો જમીનદારના મનમાં એવું ભૂત ભરાય કે
બધી જાતનાં ભરણાંને પેટે પૈસા જ લેવા તો પણ વસ્તુએ
મૂલ તેમને માટે લાગતી મજૂરીના પ્રમાણ પર આધ
નહિ રાખે; પણ એક તો જમીનદાર કેટલા પૈસા માગ
તેના પર, અને બીજું ખેડુતોએ તૈયાર કરેલાં ચીજો પૈ
જમીનદારને વધારેમાં વધારે જરૂરની ચીજો પર આધ
રાખશે — એટલે કે કઇ ચીજોની તે ઓછી કિંમત આપ
ને કઇની તે વધારે આપશે તેના ઉપર. જમીનદાર ખેડુ
પાસેથી પૈસા ઉઘરાવે તેથી ખેડુતોની અંદર વસ્તુઓ
કિંમતો પર કંઇ પણ અસર નહિ થાય, એક જો
જમીનદારના ખેડુતો બીજા લોકોથી જુદા જ રહેતા હો
અને જમીનદાર અને પોતાની અંદર અંદર વગર બી
કોઈની સાથે તેમનો કોઇ પણ જાતનો સંબંધ ન હોય
અને બીજું જો જમીનદાર પોતાના ગામમાંથી જણું

ખરીદવા માટે એ પૈસા ન વાપરતો હોય પણ બીજે વાપરતો હોય તો જ. આ બે શરતોથી જ વસ્તુઓની કિંમત સહેજસાજ બદલાવા છતાં પણ પરસ્પર સંબંધમાં પ્રમાણસર સાચી રહેશે અને પૈસો માલ કે મજૂરીની કિંમતના અવેજ તરીકે અને વિનિમયના સાચા સાધન તરીકે કામ આપશે. પણ જો તે ખેડુતોનો આસપાસના બીજા લોકો સાથે સંબંધ હશે તો જમીનદાર વધારે કે ઓછા પૈસા માગે તેની અસર એક તો તેમના પાડોશીઓની સાથેના સંબંધમાં વસ્તુઓની કિંમત વધવા કે ઘટવા ઉપર થવાની. (જો તેમના પાડોશીઓ પાસેથી તેમના કરતાં ઓછા પૈસા લેવામાં આવતા હશે તો તેમની જણસો તેમના પાડોશીઓ કરતાં સસ્તી વેચાવાની, અથવા વધારે લેવામાં આવતા હશે તો એથી ઉલટું બનવાનું) અને બીજું, જમીનદાર ખેડુતો પાસેથી લીધેલા પૈસા તેમની પાસેથી જ જણસો ખરીદવામાં જો ન વાપરે તો જ ખેડુતોની પેદાશની કિંમત નક્કી કરવામાં તેની કંઇ પણ અસર નહિ થાય. પણ જો તે તેના ખેડૂતો પાસેથી માલ ખરીદવા માટે એ પૈસાનો ઉપયોગ કરે તો એ દેખીતું છે કે ખેડુતોની પોતાની અંદર અંદર પણ જમીનદાર આ કે પેલી ચીજ ખરીદે તેના પ્રમાણમાં જુદી જુદી ચીજોના ભાવ હમેશાં બદલાયા કરવાના.

ધારો કે એક જમીનદાર પોતાના ખેડુતો પાસેથી ગણોત ભારે લે છે ને બીજો પાડોશી જમીનદાર હલકું લે છેઃ તો એ દેખીતું છે કે પહેલા જમીનદારના સમૂહમાં બીજાના સમૂહ કરતાં બધી ચીજો ઘણી સસ્તી વેચાવાની અને બંને સમૂહોમાં વસ્તુઓના ભાવોનો આધાર માત્ર ગણોતના વધવા

કે ઘટવા ઉપર જ રહેવાનો. બળાત્કારની કિંમતો પર જે અસરો થાય છે તેમાંની આ એક છે.

બીજી અસર જે પહેલીમાંથી જ નીપજે છે તે એ કે બધી ચીજોના પરસ્પર સાપેક્ષ ભાવ ઉપર પણ તેની અસર થાય છે. ધારો કે એક જમીનદારને ઘોડાનો શોખ છે અને તે તેને માટે સારી કિંમત આપે છે; બીજાને ટુવાલોનો શોખ છે ને તે ટુવાલોની સારી કિંમત આપે છે. હવે એ તો સ્પષ્ટ જ છે કે બન્ને જમીનદારોની ઇસ્ટેટમાં ઘોડાની અને ટુવાલોની કિંમત વધારે હોવાની અને તેમની કિંમત ગાયો અને દાણાની કિંમત સાથે પ્રમાણુસર નહિ રહે. ધારો કે કાલ સવારે ઉઠીને ટુવાલોનો શોખીન જમીનદાર મરણ પામે અને તેના વારસને મરઘાંનો શોખ હોય તો પછી એ પણ ખુલ્લું છે કે ટુવાલોની કિંમત ઉતરવાની અને મરઘાંની ચઢવાની.

સમાજમાં જ્યાં એક માણસ બીજા ઉપર બળાત્કાર કરતો હોય ત્યાં પૈસો મજૂરીની કે માલની કિંમતોના અવેજ તરીકે કેટલે અંશે રહેશે તે જુલમગારની મનસ્વી વૃત્તિ ઉપર આધાર રાખે છે; અને એની વિનિમયના સાધન તરીકેની યોગ્યતા નષ્ટ થઇ એ બીજાઓની મજૂરીનો અઘટિત લાભ લેવાનું અત્યંત અનુકૂળ સાધન થઇ પડે છે. જુલમગારને પૈસાની વિનિમય માટે અથવા કિંમતોનું પ્રમાણુ નક્કી કરવા માટે ગરજ નથી પડતી — કારણુ તે તો જુલમગાર જાતે જ નક્કી કરી નાંખે છે — પણુ માત્ર જુલમ કરવાની સવડ ખાતર જ તેની તેને ગરજ હોય છે. પૈસો આમ એટલા માટે સવડભર્યો છે કે તે સુરક્ષિત રાખી મૂકી શકાય છે અને તેની મદદથી જોઇએ તેટલાં માણુસોને બહુ સહેલાઇથી ગુલામ

બનાવી શકાય છે. પોતાને જ્યારે જોઇએ ત્યારે જોઇએ તેટલાં ઘોડા, ગાયો કે ઘેટાં મળી રહે માટે બધાં ઢોરો પડાવી લઇને રાખી મૂકવાનું જુલમગારને સવડભરેલું નથી પડતું, કારણ કે તેમાં તો તે બધાંનું તેને પેટ ભરવું પડે; દાણાનું પણ એમ જ છે, કેમકે તે બગડી જવાનો સંભવ છે. મજૂરીનું કે વેઠનું પણ એવું જ છે, કારણ કે કોક વાર હજાર મજૂરોનીયે જરૂર પડે અને કોઇ દહાડો એકનીયે જરૂર ન હોય. પણ જેની પાસે પૈસો નથી તેની પાસે તેની માગણી કર્યાથી આ અગવડો દૂર થાય છે, અને જે જોઇએ તે ચીજ હંમેશાં મળી રહે છે; અને એટલે જ જુલમગારને પૈસાની જ ગરજ હોય છે. બીજા પણ એક કારણસર જુલમગારને પૈસાની જ ગરજ હોય છે, અને તે એ કે બીજાઓની મજૂરીનો અઘટિત લાભ લેવાનો તેનો હક અમુક થોડા લોકો પૂરતો જ સંકુચિત ન રહેતાં પૈસાથી, જેઓ તેની તંગીમાં હોય તેવાં બધાના ઉપર પણ તે ચલાવી શકાય છે. જ્યારે પૈસો પ્રચારમાં નહોતો ત્યારે જુલમગારો માત્ર પોતાના ગુલામ–ખેડુતોની મજૂરીનો જ લાભ લઇ શકતા; પણ તેમનામાંથી એક બે જણે પોતાના દ્રવ્યહીન ખેડુતો પાસેથી પૈસો લેવાનું નક્કી કર્યું એટલે તેમની ઇસ્ટેટોમાં વસતા ખેડુતોની મજૂરીનો ફાવે તેમ અને ફાવે તેટલો લાભ લેવાવાની શરૂઆત થઇ.

આ રીતે જુલમગારને બીજાઓની મજૂરીની લૂંટ પૈસાના રૂપમાં કરવાનું વધારે અનુકૂળ પડે છે, અને એટલા ખાતર જ તેને પૈસાની ગરજ રહે છે. પણ જુલમનો ભોગ થઇ પડેલાને, જેની મજૂરી લૂંટી લેવામાં આવે છે

તેને તો નથી વિનિમય માટે પૈસાની ગરજ — કારણ તે તો રાજ્યતંત્ર સ્થપાયા પહેલા બધાં રાષ્ટ્રો કરતાં તેમ પૈસા વિનાયે માલની આપલે કરી શકે તેમ છે, કે નથી કિંમતોનું ધોરણ નક્કી કરવા માટે પણ જરૂર — કારણ તે ધોરણ તો તેને પૂછ્યા વિના જ નક્કી થઇ જાય છે. વળી નથી તેને સંચય માટે પૈસાની જરૂર — કારણ જેની પાસેથી મજૂરીની બધી પેદાશ છીનવી લેવામાં આવતી હોય તેને બચાવવાનુંયે શું હોય? અને નથી લેણદેણ વગેરે ચૂકવવા માટે પૈસાની તેને જરૂર — કારણ કે જેનાપર બળાત્કાર થાય છે તેને તો લેવા કરતાં આપવાનું જ વધારે હોય છે, અને જો તેને કંઈ લેવાનું હોય જ તો તેને તેના બદલામાં રોકડ નાણું નથી આપવામાં આવતું પણ કાચો માલ જ મળે છે. જો મજૂરને પોતાની મજૂરીના બદલામાં બારોબાર પોતાના શેઠની દુકાનમાંથી કંઇ લેવાનું હોય તો તો જાણે આમ બને જ, પણ પોતાની બધી કમાણી ખરચીને અત્યંત આવશ્યક ચીજો લેવા માટે બીજી સ્વતંત્ર દુકાનોમાં તે જાય તો પણ આ જ સ્થિતિ. તેની પાસેથી તો જોહુકમીથી પૈસો માગવામાં આવે છે ને તેને ધમકી આપવામાં આવે છે કે જો એ પૈસો ન ભર્યો તો તને નહિ મળે જમીન કે નહિ મળે દાણો, કે પછી એમ કહેવામાં આવે છે કે તારી ગાય ને તારૂં ઘર તારી પાસેથી લઇ લેવામાં આવશે અને તારી પાસેથી જુલમથી કામ કરાવી લેવામાં આવશે કે તને કેદમાં પૂરવામાં આવશે. આ જુલમમાંથી માત્ર પોતાની મજૂરીની પેદાશ અને મજૂરી સુદ્ધાં વેચીને જ તે મુક્ત થઇ શકે, અને તે પણ નિયમિત વિનિમયના ધોરણ પર નક્કી

થએલી કિંમતોથી નહિ પણ એની પાસે પૈસા માગનાર સત્તા નક્કી કરે તે કિંમતે.

ખંડણી અને કરવેરાને લીધે વસ્તુઓના મૂલ પર થતી અસરને લીધે બધે અને બધા જમાનામાં, જમીનદારની બાબતમાં નાના પ્રમાણમાં અને રાજસત્તાઓની બાબતમાં મોટા પ્રમાણમાં ઉત્પન્ન થતી આ વસ્તુસ્થિતિ છે; કિંમતના ફેરફારનાં કારણો સાવ સ્પષ્ટ, એટલે પડદા પાછળ જોનારને ખેલનું પૂતળું પગ ઊંચો કે નીચો કેમ કરે છે તે જેટલું સ્પષ્ટ દેખાય છે તેટલાં સ્પષ્ટ દેખાય એવાં વસ્તુસ્થિતિ છે; અને વસ્તુસ્થિતિ આવી છતાં પૈસો વિનિમયનું સાધન અને માલની કે મજૂરીની કિંમતનો અવેજ માત્ર છે એમ કહેવું એ કંઈ નહિ તો અચંબો ઉપજાવે એવું તો છે જ.

## ૨૦

જ્યાં જ્યાં એક માણસ બીજાને ગુલામીમાં જકડે છે ત્યાં ત્યાં આમ જ બને છે: પેલો માણસ ધારે તો બીજાનો જાન લઈ શકે એમ હોય છે, અને તે ભયપ્રદ સ્થિતિ કાયમ જ રાખી બીજાઓ પાસે પોતાની મરજી મુજબ તે કામ કરાવે છે.

જ્યાં જ્યાં માણસને ગુલામીમાં સપડાવું પડે છે, એટલે કે પોતાની મરજી વિરૂદ્ધ બીજાની મરજીને તાબે થઈ પોતાને ન ગમે એવાં કામો કરવાં પડે છે, ત્યાં ત્યાં આવી જાતનો અત્યાચાર જ કારણરૂપ હોય છે — આ અત્યાચારનું મૂળ જાન ખોઈ બેસવાની ધમકીમાં રહેલું છે એમાં શંકા નથી.

માણસ બીજાને માટે આખો દિવસ વૈતરૂં કૂટે, એને પેટપૂરતું ખાવાનું પણ ન મળે, એનાં બાળબચ્ચાંને પણ તે સખત મજૂરી કરવા દે પોતાની જમીન એ ખોઈ બેસે, અને આખી જીંદગી કંટાળાભરેલી તથા પોતાને નિરુપયોગી

એવી મજૂરી કરવામાં ગાળે — આ બધું આપણી આંખો સામે બને છે — ત્યારે આપણા સમાજમાં (જેને આપણે સુધરેલો કહીએ છીએ, કારણ આપણે એમાં રહીએ છીએ) એમ બેધડક કહી શકાય છે કે એનું કારણ તો એ જ છે કે જો તે માણસ આવું બધું ન કરે તો પોતાનો જાન ખોઈ બેસવાનું તેને જોખમ છે. એટલે, આપણા સુધરેલા સમાજમાં, જ્યા મોટા ભાગના લોકો ઘોર કષ્ટ સહન કરી, કંટાળાભરેલી અને પોતાને નિરુપયોગી એવી મજૂરી કરે છે ત્યાં એ મોટા ભાગના લોકો ગુલામીની સ્થિતિમાં જ છે. જાન ખોઈ બેસવાની ધમકી એ જ આ ગુલામીનો પાયો છે. આ ગુલામી શામાં રહેલી છે અને એમાં જાન ખોઈ બેસવાની ધમકી કેવી રીતે આવે છે એ જોઈએ.

જૂના વખતમાં માણસોને ગુલામ બનાવવાની અને તેમનો જાન લેવાની બીક બતાવવાની રીત ખુલ્લી હતીઃ ગુલામ બનાવવાની રીત તદ્દન સાદી હતી. તલવારથી મારી નાંખવાની સીધેસીધી ધમકી આપવામાં આવતી. શસ્ત્રધારી માણસ નિઃશસ્ત્ર માણસને કહેતોઃ "તારા ભાઈની જે વલે થતી તેં જોઈ તેવી તારી પણ હું કરી શકું છું, પણ હું તેમ કરવા ઇચ્છતો નથી — તને જીવતો જવા દઉં છું, કારણ તું માર્યો જાય તે કરતા તું જીવતો રહીને મારું કામ કરે તેમાં મને અને તને બંનેને વધુ લાભ છે. માટે મારા હુકમ પ્રમાણે તારે વર્તવું. ના પાડી તો મરી ગયો જાણજે." એટલે નિશઃસ્ત્ર માણસ શસ્ત્રધારીને તાબે થતો, અને તેના હુકમ પ્રમાણે બધું કરતો. નિઃશસ્ત્ર માણસ કામ કરતો, શસ્ત્રધારી હુકમ ચલાવતો. આ અંગત ગુલામી થઈઃ બધાં રાષ્ટ્રોમાં અસલ

એમ જ થયેલું, અને આજે પણ અસલી ઢબનાં રાષ્ટ્રોમાં એવું જ જોવામાં આવે છે.

ગુલામીની આ રીત પ્રથમ અસ્તિત્વમાં આવી. પછી જીવન જેમ જેમ વધુ જટિલ બનતું ચાલ્યું તેમ તેમ આ રીતમાં પણ ફેરફાર થતો ચાલ્યો. જીવન જેમ જેમ વધારે જટિલ બનતું જાય તેમ તેમ આ રીત અખત્યાર કરવામાં જુલમગારને વધારે અડચણો નડે. દુર્બળની મજૂરીનો લાભ લેવો હોય તો જુલમગારે તેમને ખોરાક અને કપડાં પૂરાં પાડવાં પડે, એટલે કે તેઓ કામ કરી શકે એવી સ્થિતિમાં તેમને રાખવાં પડે. આમાં ગુલામોની સંખ્યા મર્યાદિત જ રાખવી પડે. વળી આ રીતમાં જુલમગારે બધો વખત ગુલામોને મારી નાંખવા સુધીની ધમકી આપતા તેમના ઉપર ખડેપગે ઉભા રહેવું પડે. એટલે ગુલામીની બીજી રીત શોધી કાઢવામાં આવી.

બાઇબલમાં લખ્યું છે કે પાંચ હજાર વર્ષો પૂર્વે યુસફે આ નવી, વધારે અનુકૂળ અને વધારે વિશાળ પદ્ધતિ અમલમાં આણી. હાલમાં તોફાની ઘોડાઓને તથા અજાયબ-ઘરનાં જંગલી પશુઓને જે રીતે કેળવવામાં આવે છે તે આ જ રીત. ભૂખમરાની આ રીત છે.

બાઇબલમાં સૃષ્ટિમંડાણ* પુસ્તકના ૪૧મા પ્રકરણમાં એનું આ પ્રમાણે વર્ણન કરેલું છે:

૪૮. પછી મિસર દેશમાં ગાળવાનાં સાતે વરસનો ખોરાક એણે એકઠો કર્યો, અને તે ખોરાક શહેરમાં સંઘરી રાખ્યોઃ

* Book of Genisis Ch. XLI

દરેક શહેરની આસપાસનાં ખેતરોમાં જે અનાજ હતું તે એણે તે તે શહેરમાં ભરી રાખ્યું.

૪૯. આમ, યુસફે સમુદ્રની રેતીની માફક અનાજ ભેગું કર્યું. છેવટે તો એણે ગણત્રી કરવાનુંયે મૂકી દીધું; એ અમાપ હતું.

૫૩. પછી મિસર દેશનાં સુકાળનાં સાત વરસ પૂરાં થયાં.

૫૪. અને યુસફે કહ્યું હતું તેમ સાત દુકાળનાં વરસ આવ્યાં. દેશોમાં ધાન્ય જડતું બંધ થયું પણ મિસરમાં બધે ખાવાનું જડતું હતું.

૫૫. પછી જ્યારે આખા મિસર દેશમાં ખાવાનું ખૂટયું ત્યારે લોકોએ ફારાઓહ પાસે ખાવાનું માગવા માંડયું. અને ફારાઓહે બધા મિસરવાસીઓને કહ્યું 'યુસફ પાસે જાઓ; એ કહે તેમ કરો.'

૫૬. પછી ધરતી ઉપર બધે ધાનના વખા પડ્યા ત્યારે યુસફે બધા કોઠારો ખોલ્યા અને મિસરવાસીઓને અનાજ વેચવા માંડયું. આમ મિસરમાં દુકાળનું દુઃખ ઓછું થવા લાગ્યું.

૫૭. પછી બધા દેશના લોકો મિસરમાં યુસફ પાસે અનાજ વેચાતું લેવા ઉલટયા. કારણ બધા દેશમાં દુકાળ બહુ ભયાનક હતો.

તલવારની ધમકીથી લોકોને ગુલામ બનાવવાની અસલી રીતનો ઉપયોગ કરી ખરાબ વરસો માટે સારાં વરસોમાં યુસફે અનાજ એકઠું કર્યું. ફારાઓહનાં સ્વપ્નાં વગર પણ સહુ જાણે છે કે સારાં વરસ પછી ઘણુંખરું ખરાબ વરસ આવે

૪. આમ ભૂખમરાથી મિસર અને તેની આસપાસના દેશોમાં વસતા લોકોને યુસફે વધારે સહેલાઇથી અને વધારે સજ્જડ રીતે તાબે કર્યા. પછી જ્યારે લોકો ભૂખથી પીડાવા લાગ્યા ત્યારે એણે એવું ગોઠવ્યું કે લોકો હંમેશને માટે ભૂખમરાને લીધે એના તાબામાં રહે. ૪૭મા પ્રકરણમાં આનું વર્ણન કરેલું છે:

૧૩. પછી બધા દેશમાં ખોરાક ન હતો. કારણ દુકાળ ભયંકર હતો. મિસર અને કૅનાનની બધી ભૂમી દુકાળને લીધે ઝોબાઇ ગઈ હતી.

૧૪. અને યુસફે મિસરમાં અને કૅનાનમાં મળી આવ્યું તેટલું બધું ધન ધાન પેટે લઇ લીધું: એ બધું ધન યુસફે ફારાઓહના ઘરમાં આણ્યું.

૧૫. પછી જ્યારે મિસર અને કૅનાનમા દ્રવ્ય ખૂટી ગયું ત્યારે બધા મિસરવાસીઓ યુસફ પાસે જઇ કહેવા લાગ્યા, 'અમને ખાવાનું આપ: તું છતાં અમારૂં મોત કેમ સંભવે? જો કે દ્રવ્ય તો ખૂટી ગયું છે.'

૧૬. યુસફે કહ્યું, 'ત્યારે તમારાં ઢોર આપો; દ્રવ્ય ખૂટી ગયું હશે તો હુ તમને તમારાં ઢોર લઇને અનાજ આપીશ.

૧૭. પછી તેઓ યુસફ પાસે પોતાનાં ઢોર લઇ આવ્યા: અને યુસફે તેમના ઘોડા, ગાયો, ઘેટાં, બકરાં અને ગધેડાં લઇ તેના બદલામાં અનાજ આપ્યું. આમ તેમનાં બધાં ઢોર લઇ લઇ એક વરસ માટે તેણે ખોરાક પૂરો પાડ્યો.

૧૮. વરસ પૂરૂં થયું એટલે બીજે વરસે તેઓ એની પાસે આવ્યા અને એને કહેવા લાગ્યા, 'મહારાજ! અમા

દ્રવ્ય ખલાસ થઇ ગયું છે, અને અમારાં ઢોર પણ બધાં વેચાઇ ગયાં છે તે આપનાથી અજાણ્યું નથી. આપ જુઓ છો કે અમારી પાસે હવે અમારાં શરીર અને અમારી જમીન સિવાય બીજું કશું રહ્યું નથી.

૧૯. 'શું ત્યારે આપની આંખો આગળ અમે અમારી જમીન સાથે મરી જઇશું? અમારી જાનને અને અમારી જમીનને અન્નના બદલામાં લઇ લો. અમારી જમીન સાથે અમે ફારાઓહના ચાકર થઇને રહીશું. અમને બીઆરું આપો, એટલે અમે જીવીએ. જમીન ઉજ્જડ ન થઈ જાય અને અમે મરી ન જઇએ એવું કરો.'

૨૦. અને યુસફે ફારાઓહ તરફથી મિસરની બધી જમીન વેચાતી લઈ લીધી. મિસરવાસીએ દરેકે પોતાનું ખેતર વેચી નાંખ્યું, કારણ તેમના પર દુકાળનો કેર વર્તી રહ્યો હતો. એટલે જમીન બધી ફારાઓહની માલકીની થઈ.

૨૧. અને મિસરને એક છેડેથી બીજે છેડે સુધી લોકોને તો એણે શહેરોમાં મોકલી દીધા.

૨૨. માત્ર ધર્મગુરુઓની જમીન એણે ખરીદી ન લીધી. કારણ ફારાઓહ તરફથી ધર્મગુરુઓને વૃત્તિ બાંધી આપવામાં આવી હતી, અને ફારાઓહે બાંધી આપેલી વૃત્તિમાંથી તેઓ ગુજરાન ચલાવતા; તેથી તેમણે પોતાની જમીન વેચી નહિ.

૨૩. પછીથી યુસફે લોકોને કહ્યું, 'જુઓ, આજથી તમે અને તમારી જમીન એ બધું ફારાઓહને ત્યાં વેચાણ થઈ ગયું છે. હવે આ બીઆરું લો, અને જમીનમાં વાવણી કરો.

૨૪. 'પછી જ્યારે અનાજ પાકે ત્યારે પાકનો પાંચમો ભાગ ફારાઓહને તમારે આપવો. બાકીના ચાર ભાગ તમારી પાસે રહેશે. એમાંથી તમે બીઆરૂં રાખી મૂકજો, તથા તમારૂં, તમારા કુટુંબનું અને તમારાં બાળબચ્ચાનું ભરણ-પોષણ કરજો.'

૨૫. અને તેમણે કહ્યું, 'આપે અમને જીવતદાન આપ્યું છે. મહારાજ! અમારા પર કૃપાદૃષ્ટિ રાખો. અમે ફારાઓહના કિંકર થઈને રહીશું.'

૨૬. અને યુસફનો કરેલો કાયદો મિસરદેશમાં આજ દિન સુધી ચાલે છે કે જમીનની ઉપજનો પાંચમો ભાગ ફારાઓહને મળે. આ કાયદામાંથી ધર્મગુરુઓની જમીન બાતલ, કારણ તે કાંઈ ફારાઓહે લીધી ન હતી.

આના પહેલાં લોકોની મજૂરીનો લાભ લેવા માટે ફારાઓહને તેમના પર બળાત્કાર કરી કામ કરાવવું પડતું. પણ હવે, પાક અને જમીન બધું ફારાઓહના કબજામાં હોવાથી એને માત્ર તેમના પર બળજોરી સાથે દેખરેખ રાખવાની જ જરૂર પડે, અને ભૂખમરાની બીકે તેમની પાસેથી કામ કરાવી શકાય.

બધી જમીન ફારાઓહની માલકીની થઈ અને પાક પણ જેટલો રાખી શકાય તેટલો પોતાના કબજામાં હોય, તેથી પૃથક પૃથક દરેક માણસને તલવારને ગોદે કામ કરવાની ફરજ પાડવાને બદલે, એને માત્ર પાક જ પશુબળથી પોતાને કબજે રાખવાનો રહ્યો; અને લોકો તલવારની નહિ, પણ ભૂખમરાની બીકથી ગુલામીમાં રહ્યા.

કોઈ વરસ દુકાળ પડે તો બધા લોકોને ફારાઓહ ભૂખે મારી શકે; અને સારા વરસમાં પણ જેમની પાસે કોઈ આકસ્મિક અડચણોને લીધે અનાજનો સંગ્રહ ન હોય તેમને ભૂખે મારી શકે.

આમ ગુલામીમા બાંધવાની બીજી રીત સ્થાપિત થઈ; સાધી રીતે તલવારબળથી નહિઃ તેમાં તો બળિયો હોય તે નબળાને મોતનો ડર બતાવી પોતાને માટે કામ કરવાની ફરજ પાડે છે. આ રીતમાં તો બળવાન માણસ બધો ખોરાક પોતાને કબજે કરી લે છે અને એના ઉપર તલવારનો પહેરો રાખી. નબળા માણસને ખોરાક સારૂ પોતાને માટે કામ કરવાની ફરજ પાડે છે.

યુસફ ભૂખ્યાંને કહે છેઃ 'હું તમને ભૂખે મારી શકુ એમ છું કારણ મારી પાસે અનાજ છે. પણ હું તમને ખાવાનું આપું તેના બદલામા મારા હુકમ પ્રમાણે વર્તો તે હું તમને બચાવું.'

ગુલામ બનાવવાની પહેલી રીતમાં સત્તાધારી માણર પાસે માત્ર શસ્ત્રધારી સિપાહીઓ હોવાની જરૂર છે. તેઓ વસતીમાં રોકબંધ ફરે અને મોતનો ડર બતાવી સત્તાધારીન કહ્યું લોકો પાસે કરાવે.

પહેલી રીતમાં જુલમગારને માત્ર પોતાના સૈનિકોને ભાગ આપવો પડે છે. પણ બીજી રીતમાં અનાજના કોઠારે તથા જમીનનું ભૂખ્યાં ટોળાંઓથી રક્ષણ કરવા માટે જરૂર સૈનિકો ઉપરાંત, જુલમગારને બીજી જાતના મદદનીશો, મોટ અને નાના યુસફો, જેઓ અનાજની વ્યવસ્થા તથા વહેંચણ કરવાનું કામ કરે છે — તેમની જરૂર પડે છે. જુલમગાર

ઉપજનો કાંઈક ભાગ એમને આપવો પડે છે તથા યુસફને સુંદર પોશાક, સોનાની વીંટી, નોકરચાકરો તથા અનાજ, અને એના ભાઇઓ તથા સગાંવહાલાંઓ માટે સોનુંરૂપું આપવું પડે છે. વળી સ્વાભાવિક રીતે જ, આ બીજી રીતના જુલમમાં માત્ર વ્યવસ્થાપકો અને તેમનાં સગાંઓ જ મદદગાર હોય છે, એમ નથી. જેની જેની પાસે અનાજનો સંગ્રહ હોય છે તે બધાયનો એમાં હિસ્સો હોય છે. જેવી રીતે પહેલી રીત — જે જંગલી પશુબળ ઉપર રચાએલી છે — તેમાં જેની જેની પાસે હથિયાર હોય તે દરેક જુલમ ગુજારવામાં ભાગીદાર બની શકે, તેવી રીતે આ રીત — જે ભૂખમરા પર અવલંબેલી છે — તેમાં જેની જેની પાસે અનાજ ભરેલું હોય તે બધાય જુલમ ગુજારવામાં ભાગીદાર બને છે, અને જેમની પાસે અનાજ ન હોય તેમના પર સત્તા ભોગવે છે.

પહેલી રીત કરતાં આ રીતમાં જુલમગારને વિશેષ લાભ આટલા છે: (૧) મજૂરો પાસે પોતાની મરજી પ્રમાણે કામ કરાવી લેવા એને ખાસ શ્રમ નથી ઉઠાવવો પડતો. મજૂરો જાતે જ એની પાસે આવે છે અને એના વેચાણ બને છે. (૨) પહેલી રીતના કરતાં ઓછા માણસો એના જુલમમાંથી છટકી શકે છે. આ રીતમાં જુલમગારને ગેરલાભ માત્ર એટલો જ છે કે એને પહેલી રીતના કરતાં વધારે માણસોને ભાગ આપવો પડે છે. આ બીજી રીતમાં દલિત લોકોને લાભ એ છે કે એમને નર્યા પશુબળને તાબે નથી થવું પડતું પણ પોતાનું ફોડી લેવાની તેમને છૂટ રહે છે. તેઓ દલિતની દશામાંથી જુલમગારની સ્થિતિ પ્રાપ્ત કરવાની આશા હંમેશાં રાખી શકે છે. અને અનુકૂળ સંજોગોમાં

તેઓ એવી સ્થિતિ પ્રાપ્ત કરે છે પણ ખરા. પણ તેમને ગેરલાભ એટલો છે કે તેઓ અમુક અંશે તો પશુબળના ઝપાટામાંથી કદિ બચી જ નથી શકતા.

ગુલામ બનાવવાની આ નવી રીતનો અમલ ઘણુંખરૂં જૂની રીતની સાથે સાથે જ થાય છે. જેમ જેમ જરૂર ઉભી થતી જાય તેમ તેમ બળવાન માણસ પહેલી રીતને સંકેલતો જાય છે અને બીજીનો પ્રયોગ વધારતો જાય છે. પરંતુ ગુલામીની આ રીત પણ સત્તાધારીની મુરાદો પૂરેપૂરી હાંસલ તો નથી જ કરી શકતી. તેને તો બની શકે તેટલા વધારે મજૂરોની બની શકે તેટલી વધારે મહેનતનો લાભ ઉઠાવવો હોય છે, અને બની શકે તેટલા વધારે માણસોને ગુલામીમાં સપડાવવા હોય છે. વળી જીવનની વધારે જટિલ પરિસ્થિતિને આ રીત અનુકૂળ નથી આવતી. એટલે ગુલામીની વળી એક નવી રીત શોધી કાઢવામાં આવી છે.

આ નવી, ત્રીજી રીત કર લેવાની છે. બીજી રીત માફક આ રીતનો પાયો પણ ભૂખમરા પર જ રચાએલો છે; પરંતુ માણસોની પાસેથી એમનો રોટલો ખૂંચવી લેવા ઉપરાંત એમને ગુલામ બનાવવા માટે એમની અન્ય જરૂરિયાતો પણ હરી લેવામાં આવે છે. બળવાન માણસ પોતાના ગુલામો પાસેથી ખૂબ રોકડ નાણું વસુલ કરે છે. એ રોકડ નાણું મૂળમાં હોય છે તો પોતાની પાસે જ. એટલે એ રોકડ નાણાં માટે પુસકે નક્કી કરેલા એક પંચમાંશ અનાજ કરતાં વધારે અનાજ ગુલામોને વેચવું પડે છે એટલું જ નહિ, પણ તેમની ખાસ આવશ્યકતાની ચીજો જેવી કે માંસ, ચામડાં, ઊન, કપડાં, બળતણ, અને મકાનો સુદ્ધાં વેચવાં

પડે છે. આમ જુલમગાર માત્ર ભૂખમરાની દહેશતથી જ નહિ પણ ટાઢ, તરસ, તંગી, અને બીજી અનેક જાતની વિપત્તિઓનો ડર બતાવીને પોતાના ગુલામોને હમેશાં કબજે રાખી શકે છે.

આવી રીતે ત્રીજી જાતની ગુલામી — પૈસાની ગુલામી — અસ્તિત્વમાં આવે છે. આ ગુલામીમાં સબળ માણસ નિર્બળને કહે છે:

"તમને બધાને અલગ અલગ હું ધારૂં તે કરી શકુ તેમ છું; હું બંદૂકથી તમારા પ્રાણ હરી શકું, અથવા તમારી આજીવિકાનું સાધન એવી જે તમારી જમીન ખૂંચવી લઈ તમને ભૂખે મારી શકું, અથવા તમારે મને ભરવાનાં નાણાં પેટે તમે જેના પર ગુજરાન ચલાવો છો તે બધું અનાજ ખરીદી લઈ તમને કોઈ પણ ક્ષણે ભૂખે ટળવળાવી શકું; હું તમારૂં સર્વસ્વ — તમારાં ઢોરઢાંખર તમારાં કપડાંલત્તાં તમારાં ઘરબાર, બધું જ તમારી પાસેથી પડાવી લઈ શકું તેમ છું, પણ મને એ અનુકૂળ નથી અને ગમતું પણ નથી. તેથી હું તમને ફાવે ત્યાં મજૂરી કરવાની અને તમારી મજૂરીની કમાણીનો ફાવે તે ઉપયોગ કરવાની છૂટ આપું છું. માત્ર અમુક રોકડ પૈસા તમારે મને આપવા જ પડશે. એ રકમ હું માથા દીઠ, અથવા તો તમારી જમીનના પ્રમાણમાં, અથવા તમારી ખોરાકીપોશાકીના પ્રમાણમાં અથવા તો તમારાં મકાનના પ્રમાણમાં નક્કી કરી વસુલ કરીશ. એ નાણાં તમારે મને આપવાનાં જ છે, પછી તમને ફાવે તેવી રીતે તમારો કારભાર ચલાવો. પણ આટલું યાદ રાખજો કે હું વિધવાઓનું કે નિરાધાર બાળકોનું,

માંદાંઓનું કે ઘરડાંઓનુ, કે આગથી હેરાન થઈ પડેલાંઓનું રક્ષણ કરવાનો નથી. હું તો માત્ર આ નાણાંની લેવડદેવડ બરાબર થાય છે કે નહિ તે જ જોવાનો. નક્કી કરેલાં નાણાં મારા માગ્યા પ્રમાણે નિયમિત રીતે મને જે આપશે તે જ મારી નજરમાં તો સાચો, અને હું તેનું જ રક્ષણ કરવાનો. આ નાણાં લોકો કેવી રીતે મેળવે છે તેની મને દરકાર નથી. ”

પોતાની માગણી પૂરી પાડવામાં આવે તેના બદલામાં પેલો બળવાન માણસ નાણાંના સિક્કા પાડીને લોકોને આપે છે.

ગુલામ બનાવવાની બીજી રીત એવી હતી કે ફારાઓહ લોકો પાસેથી પાકનો એક પંચમાંશ ભાગ લે અને અનાજના કોઠાર ભરી રાખે. પછી તલવારના જોરે અંગત ગુલામી દાખલ કરવા ઉપરાંત, પોતાના મદદનીશોની સહાયથી દુકાળના વખતમાં બધા જ મજૂરો ઉપર અને કોઈ આપત્તિના સમયમાં તે આપત્તિથી પીડાએલા લોકો ઉપર અમલ ચલાવી શકે. ત્રીજી રીત આ પ્રમાણે છેઃ ફારાઓહ મજૂરો પાસેથી લીધેલા અનાજની કિંમત કરતાં વધારે દ્રવ્યની માગણી તેમની પાસે કરે છે અને એવી રીતે મજૂરો પર પોતાના મદદનીશોની સહાયથી દુકાળમાં અને અકસ્માતના પ્રસંગોમાં જ નહિ, પણ હંમેશાં સત્તા ચલાવવાનું સાધન ઉભું કરે છે.

બીજી રીતમાં, થોડોઘણો પાક નિષ્ફળ જાય અથવા અકસ્માત કાંઈ સાધારણ સંકટ આવી પડે ત્યારે તે સામે ટકી રહેવા પૂરતું થોડું અનાજ લોકો ભરી રાખી શકે છે.

તેમને એકદમ જાતે વેચાઈને ગુલામ બની જવું પડતું નથી. ત્રીજી રીતમાં કરની રકમ ભારે હોય તો બધું અનાજ, તેમજ ખાસ આવશ્યકતાની બધી ચીજો લઈ લેવામાં આવે છે. એટલે જરાક જેટલું સંકટ આવી પડતાં મજૂરને પૈસાદારના ગુલામ બનવું પડે છે; કારણ એની પાસે નથી હોતું કાંઇ અનાજ કે નથી હોતી બીજી કોઈ ચીજો જેના બદલામાં એ અનાજ મેળવી શકે. પહેલી રીતમાં જુલમગારને માત્ર સૈનિકોની જ જરૂર પડે છે અને એમને જ ભાગ આપવો પડે છે. બીજી રીતમાં જમીન તથા અનાજના કોઠારોના રક્ષકો ઉપરાંત, એને અનાજ વહેંચી આપવા માટે અમલદારો અને કારકુનો રાખવા પડે છે. ત્રીજી રીતમાં એ જમીનની વ્યવસ્થા જાતે નથી કરી શકતો, પણ જમીન તથા માલમિલકતના રક્ષકો ઉપરાંત એને જમીનના ખેડવૈયા અને કર ઉઘરાવનારા, માથા દીઠ અથવા વપરાશની ચીજોના પ્રમાણમાં વહેંચણી કરનારા, નિરીક્ષકો, જકાતદારો, નાણાંની વ્યવસ્થા કરનારાઓ તથા સિક્કા પાડનારાઓની જરૂર પડે છે.

બીજી રીત કરતાં ત્રીજી રીતમાં વ્યવસ્થા રાખવાનું કામ વધારે જટિલ છે. બીજી રીતમાં જૂના વખતમાં થતું તેમ, અને હાલ પણ તુર્કસ્તાનમાં ચાલે છે તેમ પાકનો ભાગ ઉઘરાવવાનું ઈજારે આપી શકાય. પણ ગુલામો ઉપર કર નાંખવામાં તો, કર નાંખવા યોગ્ય કોઈ માણસ અથવા તો કોઈ ધંધો કરમાંથી બચી ન જાય તે જોવા માટે મોટું વહીવટખાતું રાખવું પડે છે. તેથી ત્રીજી રીતમાં જુલમગારને બીજી રીતના કરતાં વધારે માણસોને પોતાની ઉપજનો ભાગ આપવો પડે છે; વળી સ્વાભાવિક રીતે જ પોતાના

દેશના કે પારકા દેશના, જેમની પાસે નાણું હોય તેવા સઘળા લોકો સંપત્તિમાં ભાગ પડાવી શકે છે. પહેલી અને બીજી રીત કરતાં આ ત્રીજી રીતમાં જુલમગારને વિશેષ લાભ નીચે પ્રમાણે રહેલા છે.

પહેલો લાભ તો એ છે કે આ રીતમાં વધારે પ્રમાણમાં કામ લઈ શકાય છે, અને તે પણ વધારે સુગમતાથી; કારણ કે નાણાંના રૂપમાં કર વસુલ કરવાનું તો પેચવાળા ખીલાના જેવું છે. ખીલાને છેલ્લા કાપા સુધી તમે સહેલાઈથી અને સુગમતાથી અંદર ઉતારી શકો છો. સોનાની મરઘી મરી ન જાય તેની જ માત્ર કાળજી રાખવી જોઈએ. એટલે યુસફની માફક દુકાળના વરસ સુધી રાહ જોવાની પણ ન રહી. આ રીતમાં તો હંમેશનો દુકાળ ઉભો કરી શકાય છે.

બીજો લાભ એ થાય છે કે આ રીતમાં જેમની પાસે જમીન ન હોય તેમના ઉપર પણ બળજોરીનો દાબ મૂકી શકાય છે. પહેલાં તો આ લોકો પોતાની મહેનતનો થોડોક જ ભાગ જાલીમને આપી તેના વધુ જુલમમાંથી છટકી જતા. હવે એમને અનાજના બદલામાં મજૂરીનો જે ભાગ આપતા તે ઉપરાંત, કર તરીકે પણ મજૂરીનો બીજો કેટલોક ભાગ આપવો પડે છે.

જુલમગારને ગેરલાભ એટલો છે કે આ રીતમાં એને વધારે માણસોને ઉપજનો ભાગ આપવો પડે છે. એના નજીકના મદદનીશોને જ નહિ, પણ આ પદ્ધતિને લીધે સ્વાભાવિક રીતે જ અસ્તિત્વમાં આવતો ખાનગી જમીન-દારોનો વર્ગ — તેમને પણ ભાગ આપવો પડે છે. બીજું

આ બધાં પોતાનાં માણુસો ઉપરાંત પરરાષ્ટ્રનાં માણુસો પણુ — જેમની પાસે નાણાં હોય — તે બધાંને પણુ ભાગ આપવો પડે છે.

બીજી રીતની સરખામણીમાં દલિત લોકોને આ ત્રીજી રીતમાં લાભ આટલો છે: જુલમગાર તરફથી વ્યક્તિગત સ્વાતંત્ર્ય એને વધારે મળે છે. પોતે ફાવે ત્યાં રહી શકે છે, અને ફાવે તે ધંધો કરી શકે છે. ખેતી કરવી હોય તો કરે ને ન કરવી હોય તો ન કરે. પોતાની મજૂરીનો હિસાબ એને નથી આપવો પડતો, અને પાસે કાંઈ પૈસા હોય તો તો તે પોતાને સાવ સ્વતંત્ર પણ માની શકે. વળી જો એની પાસે કાંઈ ફાજલ પૈસા હોય અથવા તો જમીન હોય તો તો કેવળ સ્વતંત્ર જ નહિ પણ જુલમગારની સ્થિતિ પ્રાપ્ત કરવાનીયે આશા તે રાખી શકે અને નિદાન થોડા સમય માટે તો એ સ્થિતિ પ્રાપ્ત પણ કરી શકે.

આમાં ગેરલાભ એ છે કે એકંદરે વિચાર કરતાં આ ત્રીજી રીતમાં દલિત લોકોની સ્થિતિ વધારે વિષમ થાય છે. તેમની કમાણીનો વધારે ભાગ તેમની પાસેથી લઈ લેવામાં આવે છે. કારણુ આ ત્રીજી રીતમાં બીજાની મહેનત પર તાગડધિન્ના કરનારા લોકોની સંખ્યા ઘણી મોટી હોય છે, અને તેમના ભરણુપોષણુનો ભાર થોડા લોકો પર પડે છે.

ગુલામ બનાવવાની આ ત્રીજી રીત પણુ ઘણી જૂની છે. પહેલી બેને તદ્દન નાબૂદ કર્યા વિના એ બેની સાથે સાથે જ આ રીત પણુ અમલમાં આવી છે. ગુલામીની આ ત્રણે રીતો કદિ અમલમાં ન હોય એવું નથી બનેલું. આ

ત્રણે રીતો, મજૂરોની ઉપર ઠોકી બેસાડેલા અને તેમને કચડી નાંખતા પાટિયાને બરાબર સજ્જડ રાખતા પેચવાળા ખીલાઓ સાથે સરખાવી શકાય. પહેલો, બહુ જ મહત્ત્વનો, જેના ઉપર બીજા બધા ખીલાનો આધાર, તે ખીલો અંગત ગુલામીનો. એમાં તલવારથી મારી નાંખવાની ધમકી આપીને એક વર્ગ બીજાને ગુલામીમાં રાખે છે. આ ખીલો સહુથી પહેલો ઠોકી સજ્જડ કરવામાં આવે છે અને કદિ પણ તે ઢીલો પડવા દેવામાં નથી આવતો. લોકોની જમીન તથા અનાજ છીનવી લઈ તેમને ગુલામ બનાવવા એ બીજો ખીલો છે. પહેલા ખીલાની પછી આ ખીલો બેસાડવામાં આવે છે. આમાં પણ જમીન તથા અનાજનો કબજો મોતનો ડર બતાવીને જ ટકાવી રાખવામાં આવે છે.

ત્રીજો ખીલો, એ લોકો પાસે જે નથી હોતાં તે નાણાંની માગણી કરી તે માટે તેમને ગુલામ બનાવવાનો છે. આમાં પણ માગણી પાછળ ખૂનની ધમકી તો રહેલી જ હોય છે. ત્રણે ખીલાઓના પેચ ફેરવવામાં આવે છે, અને જ્યારે એક પેચ વધારે સખત કરવામાં આવે છે ત્યારે જ બીજા ઢીલા થાય છે. મજૂરને સંપૂર્ણ રીતે ગુલામીના સકંજામાં જકડવા માટે આ ત્રણે પેચની, એટલે ગુલામ બનાવવાની ત્રણે રીતની જરૂર પડે છે. આપણા સમાજમાં ગુલામીની આ ત્રણે રીતોનો નિરંતર અમલ થાય છે. ત્રણે સ્ક્રુ હંમેશાં બરાબર ટાઇટ રાખવામાં આવે છે.

શરીર ઉપર સીધો બળાત્કાર કરીને તથા તલવારથી મારી નાંખવાની ધમકી આપીને માણસોને ગુલામ બનાવવાની પહેલી રીત કદિ પણ નાબૂદ થઇ નથી, અને જ્યાં સુધી

એક વર્ગે બીજા વર્ગને ગુલામ બનાવવાની કોઈ પણ રીત અસ્તિત્વમાં હશે ત્યાં સુધી એ નાબૂદ થવાની પણ નથી. કારણ કે દરેક જાતની ગુલામીનો એ પાયો છે. આપણે બધા નિખાલસ દિલે ખાતરીપૂર્વક માનીએ છીએ કે આપણા સુધરેલા સમાજમાં ગુલામી નષ્ટ થએલી છે; એના છેલ્લા અવશેષ પણ અમેરિકામાં અને રૂશિયામાં નાબૂદ કરવામાં આવ્યા છે; હવે માત્ર જંગલી લોકોમાં જ ગુલામી નજરે પડે છે — આપણે ત્યાંથી તો એ નાબૂદ થઇ છે. એમાં આપણે એક નાની બાબત ભૂલી જઇએ છીએ. પેલા લાખો માણસોની ખડી ફોજનો વિચાર આપણે નથી કરતા. એક પણ સરકાર એવી ફોજ વિનાની નથી; અને એ ફોજ કાઢી નાંખવામાં આવે તો કોઈ પણ સરકારનું આખું આર્થિક તંત્ર ચૂરેચૂરા થઈ જાય, એ વાત આપણે ભૂલી જઇએ છીએ. આ લાખો માણસોનું લશ્કર, એ તેમના ઉપર હકુમત ચલાવનારાઓના અંગત ગુલામો નહિ તો બીજું શું છે? શું આ માણસોને ત્રાસ અને મોતની ધમકીથી — જે ધમકીનો કેટલીયે વાર અમલ પણ કરવામાં આવે છે — બરાબર પોતાના માલિકની મરજી પ્રમાણે વર્તવાની ફરજ નથી પાડવામાં આવતી? ફરક માત્ર એટલો જ છે કે આ ગુલામોની તાબેદારીને ગુલામગીરી નહિ પણ એને તાલીમ કહેવામાં આવે છે. અને બીજા ગુલામો જીવ્યા ત્યારથી તે મુઆ સુધી ગુલામી ભોગવે છે, ત્યારે આ લોકો એમની કહેવાતી નોકરીની લાંબી કે ટૂંકી મુદત દરમિયાન જ ગુલામીમાં રહે છે.

આપણા સુધરેલા સમાજોમાં અંગત ગુલામી નાબૂદ

થઇ નથી એટલું જ નહિ, પણ સાર્વત્રિક લશ્કરી નોકરીને લીધે તો કેટલોક વખત થયા એ વધારે દૃઢ થઇ છે. આજે પણ પહેલાંની માફક એ અસ્તિત્વમાં તો છે જ; માત્ર એનું રૂપ થોડું બદલાયું છે. એ નાબૂદ થઇ શકે એમ છે જ નહિ, કારણ જ્યાં સુધી એક વર્ગ બીજા વર્ગને કોઈ પણ રીતે ગુલામીમાં રાખવાનું ચાલુ રાખશે ત્યાં સુધી આ અંગત ગુલામી ચાલુ રહેવાની. અને તે દ્વારા તલવારના ભયથી જમીન કબજે લેવાની તથા કર વસુલ કરવાની પદ્ધતિથી માણસોને ગુલામ બનાવવાનું પણ ચાલુ રહેવાનું. એમ કહેવામાં આવે છે કે આ ગુલામી એટલે કે લશ્કરની ઘણી જરૂર છે, કારણ તેથી દેશનું સંરક્ષણ થાય છે અને દેશની કીર્તિ વધે છે. પણ આ જરૂર વિષે જ શંકા છે, કારણ લડાઈમાં હાર થાય ત્યારે તો દેશની પાયમાલી માત્ર થાય છે અને દેશ ગુલામીમાં આવી પડે છે. પણ સાચી વાત તો એ છે કે જમીન કબજે રાખવાની તથા કર વસુલ કરવાની ગુલામીને ટકાવી રાખવા માટે લશ્કરની એટલે કે ગુલામીની જરૂર છે. આયર્લેંડ કે રૂશિઆના ખેડુતો જમીનદારોની જમીનોનો કબજો લઇ લે. પછી જુઓ. સૈનિકોનાં ટોળાં આવી પહોંચશે અને જમીન પાછી કબજે કરશે. કોઈ દારૂ ગાળવાની ભઠ્ઠી કે ફડ બાંધે અને મહેસુલ આપવાની ના પાડે. તરત લશ્કરી સિપાઇઓ આવી પહોંચશે અને કારખાનું બંધ કરાવશે. કોઈ કર ભરવાની ના પાડે. એ જ વસ્તુ બનવાની.

લોકોની પાસેથી જમીન ખૂંચવી લઈ, અને એવી રીતે એમની ખોરાકી છીનવી લઈ, લોકોને ગુલામ બનાવવાની રીત,

એ બીજો સ્ક્રુ છે. જ્યાં જ્યાં માણસોને ગુલામ બનાવવામાં આવ્યા છે ત્યાં ત્યાં ગુલામીની આ રીતનું અસ્તિત્વ રહેલું જ છે, અને હંમેશાં રહેશે જ. એક યા બીજા સ્વરૂપમાં સર્વત્ર આ ગુલામી જોવામાં આવે છે. તુર્કસ્તાનની માફક કોઈ સ્થળે તમામ જમીન રાજાની માલકીની ગણાતી હોય છે, અને પાકનો દશમો ભાગ તિજોરીમાં જાય છે. કોઇ સ્થળે અમુક જમીન રાજાની માલકીની ગણાય છે અને એમાંથી કર ઉઘરાવવામાં આવે છે. વળી કોઈ ઠેકાણે — દાખલા તરીકે ઇંગ્લંડમાં — બધી જમીન થોડાક માણસોના હાથમાં હોય છે, અને મજૂરીનો અમુક ભાગ લેવામાં આવે છે; અથવા રૂશિયા, જર્મની કે ફ્રાન્સની માફક મોટા જમીનદારોના કબજામાં થોડા કે વધારે પ્રમાણમાં બધી જમીન હોય છે. પણ જ્યાં જ્યા જરા પણ ગુલામી હોય છે ત્યાં ત્યાં લોકોને ગુલામ બનાવી જમીન હસ્તગત કરેલી જોવામાં આવે છે જ.

ગુલામ બનાવવાનો આ સ્ક્રુ બીજા સ્ક્રુ જે પ્રમાણમાં અંદર ઉતારવામાં આવે તે પ્રમાણમાં ઢીલો કે સખત કરવામાં આવે છે. આમ રૂશિયામાં જ્યારે ઘણાખરા મજૂરો અંગત ગુલામીમાં જકડાયલા હતા ત્યારે જમીનની ગુલામી નહિ જેવી હતી; પરંતુ જમીન અને કરની મારફત ગુલામ બનાવવાનો સ્ક્રુ જ્યાં સખત કરવામાં આવ્યો ત્યાં અંગત ગુલામીનો સ્ક્રુ ઢીલો કરવામાં આવ્યો. બધા લોકોને સ્થાનિક સત્તા નીચે આણવામાં આવ્યા, પરદેશગમન અને સ્થાનાંતર કરવાનું બંધ કરી નાંખવામાં આવ્યું, જમીન બધી હસ્તગત કરી લેવામાં આવી અથવા ખાનગી જમીનદારોને સોંપી દેવામાં

આવી. પછી ખેડુતોને છૂટા મૂકવામાં આવ્યા. આજે ઇંગ્લંડમાં જમીનદ્વારા ગુલામ બનાવાની રીત બહુ જોરમાં છે. અને જમીનને રાષ્ટ્રસત્તાક બનાવવાના પ્રશ્નમાં જમીનદ્વારા ગુલામો બનાવવાનો સ્ક્રુ ઢીલો કરવા માટે કરદ્વારા ગુલામો બનાવવાનો સ્ક્રુ સખત કરવો એટલી જ વાત રહેલી છે.

ગુલામીની ત્રીજી રીત કર અથવા ખંડણી લઈને ગુલામ બનાવવાની રીત પણ એવી જ રીતે હંમેશાં અસ્તિત્વમાં હતી જ. આપણા જમાનામાં જુદા જુદા દેશોમાં, બધે એક જ જાતનાં નાણાંના પ્રચારને લીધે અને સરકારની સત્તા મજબૂત થવાને લીધે એ પ્રકારની ગુલામી તો વિશેષ જોરમાં આવી છે. અત્યારે આ રીત ધીમે ધીમે એ બીજી રીતનું એટલે કે જમીન મારફત ગુલામ બનાવવાની રીતનું સ્થાન લેવાનો પ્રયત્ન કરી રહી છે. આખા યૂરોપની આર્થિક સ્થિતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ સ્ક્રુ જેમ જેમ સખત કરવામાં આવે છે તેમ તેમ જમીન મારફત ગુલામ બનાવવાનો સ્ક્રુ ઢીલો થતો જાય છે. રૂશિયામાં તો આ બે જાતની ગુલામી એક રૂપમાંથી બીજા રૂપમાં બદલાતી આપણી જાણમાં જોવામાં આવી છે. જ્યારે 'સર્ફ'ને છૂટા કરવામાં આવ્યા, અને જમીનદારોના હાથમાં વધારે પ્રમાણમાં જમીન આવી ત્યારે જમીનદારોને બીક પેઠેલી કે આપણા ખેડુતો ઉપરની આપણી સત્તા આપણા હાથમાંથી સરી જતી જાય છે. પણ અનુભવથી જણાયું કે તેમને તો માત્ર અંગત ગુલામીનો જૂનો ચાબખો હાથમાંથી હેઠો મૂકીને, બીજો જમીનનો ચાબખો હાથમાં લેવાનો હતો. ખેડુત પાસે ખાવા માટે ધાન નહોતું, અને જમીનદાર પાસે જમીન તથા

ખાવા અનાજ બંને હતાં. એટલે ખેડુત તો પહેલાંના જેવો જ ગુલામ ને ગુલામ રહ્યો.

ગુલામીનું બીજું રૂપ ત્યારે પ્રત્યક્ષ થયું, જ્યારે સરકારે કરભારનો સ્ક્રુ ઘણો જ સખત બેસાડી દીધો. ઘણાખરા મજૂરોને જમીનદારોને ત્યાં અથવા કારખાનાંઓમાં ગુલામ તરીકે વેચાણ બનતું પડ્યું. આમ નવી જાતની ગુલામીમાં લોકો ઉલટા વધારે મજબૂત રીતે સપડાયા. આજે જમીનનું મહેસુલ અથવા સરકારનો કર ભરવા સારૂ ફરજ પાડવાને લીધે જ મજૂરોનો નવદશાંશ ભાગ જમીનદારોને ત્યાં અને કારખાનાઓમાં કામ કરે છે. આ એટલું ઉઘાડું છે કે સરકાર જો એક વરસ બધી જાતના સીધા, આડકતરા અને જમીનના કર ઉઘરાવવાનું બંધ રાખે તો તરત જ લોકોનાં ખેતરોમાંનું અને કારખાનાંઓમાંનું સઘળું કામ એકદમ બંધ પડે. રૂશિયાના નવદશાંશ લોકો કર ઉઘરાવવામાં આવે છે તે વખતે કર ભરી શકવાને ખાતર જ જાતે વેચાઇને મજૂરી કરવા જાય છે.

લોકોને ગુલામ બનાવવાની આ ત્રણ રીતો હંમેશાં હતી અને આજે પણ છે. પણ આ રીતોના નવા નવા બચાવો શોધી કાઢવામાં આવે એટલે લોકો એ ભૂલી જાય છે. આશ્ચર્ય એ જ છે કે આ જ રીત, જેના ઉપર અત્યારે બધી ઇમારત ઉભી છે એટલે કે જે સ્ક્રુ ઉપર બધું ટકી રહેલું છે તે આપણે જોઇ શકતા નથી.

પ્રાચીન કાળમાં જ્યારે વ્યવહારનું આખું તંત્ર અંગત ગુલામગીરી ઉપર રચાએલું હતું ત્યારે મોટા માણસોને પણ એ વસ્તુ દેખાતી ન હતી. ઝેનોફોન, પ્લેટો, ઍરીસ્ટોટલ, અને રોમનો,

બધાને એમ જ લાગતું કે એ અન્યથા હોઈ શકે જ નહિ. ગુલામગીરીએ યુદ્ધોનું અનિવાર્ય પરિણામ છે, અને ગુલામગીરી વગર સમાજની સ્થિતિ કલ્પવી અશક્ય છે. તેવી જ રીતે, જમીનની ખાનગી માલકી અને તેમાંથી ઉદ્ભવતી ગુલામગીરી, જેની ઉપર મધ્યયુગના સમાજનું બધું તંત્ર રચાએલું હતું તે વસ્તુ મધ્યયુગમાં અને છેક આપણા વખત સુધી માણસો જોઈ શક્યા નહિ. તે જ પ્રમાણે આજે બધી સરકાર પોતપોતાની રૈયત ઉપર જે જમીન મહેસુલ આકારે છે તથા વહીવટદારો અને લશ્કર જે એ મહેસુલનાં નાણાં વડે નિભાવવામાં આવે છે તેમની મારફત એ મહેસુલ વસુલ કરે છે, તેને લીધે તથા નાણાંની તંગીને લીધે ઘણા લોકોને ગુલામ બનવું પડે છે એ વસ્તુ કોઈ જોતું નથી કે જોવા ઇચ્છતું નથી.

## ૨૧

આ ગુલામો પરાપૂર્વથી ગુલામીમાં કચડાયલા છે એટલે તેમને પોતાની દશાનો ખ્યાલ નથી તેમાં નવાઇ નથી. પોતાની ગુલામી સ્થિતિને તેઓ મનુષ્યજીવનની સ્વાભાવિક સ્થિતિ માને છે; અને ગુલામીનું સ્વરૂપ કોઈ વાર બદલાય ત્યારે પોતાની સ્થિતિમાં કાંઇક સુધારો થયો એમ તેઓ માને છે. તે જ પ્રમાણે એ પણ આશ્ચર્ય જેવું નથી કે માલિકો કેટલીક વાર ગુલામોને ખરા દિલથી મુક્ત કરવા ચાહે છે. પણ તેનો અર્થ એટલો જ હોય છે કે બીજો સ્ક્રુ સખત થાય ત્યારે એક સ્ક્રુ ઢીલો થાય છે. બંને પોતાપોતાની સ્થિતિને ટેવાઈ ગયા છે; અને ગુલામોને સ્વતંત્રતા શું છે તેનું ભાન નથી હોતું; તઓ માત્ર પોતાની સ્થિતિ સહેજ સુધરે અથવા કાંઈ નહિ તો ગુલામીનું સ્વરૂપ કાંઈક બદલાય એટલું જ માગે છે; જ્યારે માલિકો, જેઓ પોતાનો અન્યાય છુપાવવા માગે છે, તેઓ જૂની ગુલામીને બદલે જે નવી ગુલામી

તેઓ દાખલ કરે છે તેને ખાસ ઓપ આપવા પ્રયત્ન કરે છે.

પણ શાસ્ત્ર, કહેવાતું સ્વતંત્ર શાસ્ત્ર લોકોની આર્થિક પરિસ્થિતિનો વિચાર કરતાં લોકોના આર્થિક જીવનનો જે પાયો છે તેનો વિચાર કર્યા વગર કેમ રહી શકે છે, તે જ નવાઈ જેવું છે. કોઇને એમ લાગશે કે શાસ્ત્રનું કામ તો હકીકતો વચ્ચેનો સંબંધ ખોળી કાઢવાનું અને ઘણી હકીકતોનું સામાન્ય કારણ શોધી કાઢવાનું છે. અર્થશાસ્ત્ર એથી તદ્દન ઉલટું જ કામ કરે છે. બે હકીકતો વચ્ચેનો સંબંધ અને તેનું રહસ્ય તે કાળજીપૂર્વક છુપાવે છે, અને સાવ સાદા તથા બહુ મુદ્દાના પ્રશ્નોના જવાબ સાવચેતીથી ઉડાવી દે છે. એ તો એક આળસુ, અડિયલ ઘોડાના જેવું છે. ઉતાર હોય ત્યાં કશો ભાર ખેંચવો ન પડે એટલે સીધી રીતે ચાલે. જ્યાં બોજો ખેંચવાનો આવ્યો કે તરત જ જાણે પોતાના કામ માટે જ કોઇ અમુક દિશામાં જવાનું હોય તેવો ડોળ કરતો એક બાજૂ તરફ કૂદવા માંડે છે. જ્યારે એ શાસ્ત્ર આગળ કોઇ ગંભીર અને મુદ્દાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે તે જેનો એ પ્રશ્ન સાથે જરા પણ સંબંધ ન હોય એવા વિષયોની શાસ્ત્રીય ચર્ચા કરવા મંડી પડે છે. આ ચર્ચાનો હેતુ માત્ર એક જ હોય છે, કે લોકોનું ધ્યાન એ પ્રશ્નથી જુદી દિશામાં વળવું. કેટલાંક માણસો બીજાં માણસોની પરવાનગી વગર નથી ખાઇ શકતાં, કે નથી કામ કરી શકતાં. આ અસ્વાભાવિક, રાક્ષસી, સમજમાં ન આવે એવી, કેવળ નકામી જ નહિ, પણ નુકસાનકારક સ્થિતિનું કારણ શું? એમ તમે પૂછશો તો

શાસ્ત્ર ગંભીર મુખમુદ્રા કરી જવાબ આપશે કે એનું કારણુ એટલું જ છે કે કેટલાંક મનુષ્યો બીજાના કામ અને ભરણપોષણની કાળજી રાખે છે—ઉત્પત્તિનો આ કાયદો જ છે.

તમે પૂછશો કે એ માલકીહક કયો, જેના જોર પર એક વર્ગનાં માણસો બીજા વર્ગનાં મનુષ્યોની જમીન, ખોરાક અને મજૂરીનાં સાધનો દબાવી બેસે છે? શાસ્ત્ર અત્યંત ગંભીર મુખમુદ્રાથી જવાબ આપે છે કે આ હક મજૂરીના સંરક્ષણના તત્ત્વ પર રચાએલો છે; એટલે કે એક વર્ગના લોકો બીજા વર્ગના લોકોની મજૂરી છીનવી લઈ તેમની મજૂરીનું સંરક્ષણ કરે છે.

દરેક જગ્યાએ સરકાર સિક્કા પાડે છે. મજૂરો પાસેથી મોટી સંખ્યામાં એ લેવામાં આવે છે અને રાજ્યના કરજ તરીકે તેનો બોજો મજૂરોના ભાવી વંશજો ઉપર લાદવામાં આવે છે. આ નાણાં શી ચીજ છે? એમ તમે પૂછશો. આ નાણાં લોકો પાસેથી કઢાવી શકાય તેટલી હદ સુધી કઢાવવામાં આવે છે. આવા ભારે કરોનું પરિણામ કર ભરનારાઓની આર્થિક પરિસ્થિતિ પર શું નથી થતું? એમ તમે પૂછશો. ત્યારે શાસ્ત્ર ડાહ્યું મોઢું રાખી તમને કહેશે: નાણાં પણ ખાંડ અને છીંટની માફક એક જાતની બજારી વસ્તુ જ છે. ફરક એટલો જ છે કે ખાંડ કે છીંટ કરતાં વિનિમય કરવામાં એ વધારે સગવડવાળી વસ્તુ છે; પણ કરને લીધે લોકોની આર્થિક સ્થિતિ પર કંઈ જ અસર નથી થતી—સંપત્તિની ઉત્પત્તિ, વિનિમય તથા વહેંચણીના નિયમો એક ચીજ છે અને કર બીજી ચીજ છે.

તમે પૂછશો કે સરકાર પોતાની મરજીમાં આવે તેમ ભાવ ચઢાવે કે ઉતારે, અને કર વધારીને જેમની પાસે જમીન હોય તે બધાને ગુલામ બનાવે તો તેની પણ શું લોકોની આર્થિક સ્થિતિ પર કાંઈ અસર નથી થતી? અત્યંત ગંભીરતાથી શાસ્ત્ર જવાબ આપે છે: બિલકુલ નહિ! ઉત્પત્તિ, વિનિમય તથા વહેંચણી એ જુદો વિષય છે, અને કર તથા સામાન્ય રીતે રાજ્યનો કારભાર એ જુદો વિષય છે.— નાણાંવ્યવસ્થાશાસ્ત્રમાં તેનો સમાવેશ થાય છે.

છેવટે :તમે આ બધું પૂછશો કે સરકારે આખા રાષ્ટ્રને ગુલામીમાં જકડયું છે, સરકાર પોતાની મરજી પ્રમાણે સર્વ લોકોને પાયમાલ કરી શકે છે, તેમને લશ્કરી ગુલામીમાં જકડીને તેમની મજૂરીની બધીયે પેદાશ તેમની પાસેથી લઇ લે છે, અને લોકોને મજુરી મૂકીને રઝળતા પણ કરી શકે છે: આ બધાની લોકોની આર્થિક સ્થિતિ પર કંઇ અસર છે કે નહિ? શાસ્ત્ર આનો જવાબ આપવાની તસ્દી પણ લેતું નથી; એ તદ્દન જુદો જ વિષય થયો. એ તો રાજકારણનો વિષય છે.

જેનું દરેક કામ અને પ્રવૃત્તિ જાલિમની ઇચ્છાને વશ છે — તેના આર્થિક જીવનના કાયદાનું અત્યંત કાળજીથી શાસ્ત્ર પૃથક્કરણ કરે છે, અને જાલિમની આ સત્તાને રાષ્ટ્રની સ્વાભાવિક સ્થિતિ તરીકે સ્વીકારે છે. ગુલામોના જીવન ઉપર માલિકની ઇચ્છા કેટલી અસર પાડે છે, માલિક પોતાની ઇચ્છા પ્રમાણે અમુક કે તમુક કામ ગુલામો પાસે કેવી રીતે કરાવે છે, પોતાની મરજી મુજબ એક સ્થળેથી બીજે સ્થળે એમને કેવી રીતે હાંકી જાય છે અને

પોતાની મરજી મુજબ એમને ખાવાનું આપે છે અથવા ભૂખ્યા રાખે છે, એમને મારી નાંખે છે અથવા જીવવા દે છે — આ બધાંનો વિચાર કર્યા વિના ખેતીને લગતા અંગત ગુલામો (સર્ફ્સ્)ની આર્થિક સ્થિતિની તપાસ કરનાર શું કરી શકે? તેના જેવું શાસ્ત્ર કરે છે.

કોઇને એમ લાગશે કે શાસ્ત્ર મૂર્ખાઇને લીધે આવું કરે છે; પણ શાસ્ત્રનાં વિધાનોનું પૃથક્કરણ કરીએ અને વિચાર કરીએ તો ખાતરી થશે કે એમાં મૂર્ખાઇ નથી, પણ ભારે વિચક્ષણતા છે.

આ શાસ્ત્રનો એક નિશ્ચિત હેતુ છે, અને તે એ પાર પાડે છે. લોકોને વહેમમાં અને છેતરામણમાં રાખવા, અને મનુષ્યજાતને સત્ય તથા કલ્યાણ તરફ પ્રગતિ કરતાં અટકાવવી, એ તેનો હેતુ છે. ભારેમાં ભારે વહેમ કરતાંયે જેથી લોકોને વધારે નુકસાન થયું છે એવો એક મોટો વહેમ લોકોમાં ઘણો લાંબો વખત થયાં ચાલુ થયો છે. આ વહેમને આ કહેવાતું શાસ્ત્ર પોતાની સર્વ શક્તિથી ટકાવી રાખે છે.

આ વહેમ બહુધા ધાર્મિક વહેમો જેવો જ છે. માણસે માણસ પ્રત્યે બજાવવાની ફરજો ઉપરાંત એક કાલ્પનિક વ્યક્તિ પ્રત્યે કેટલીક એથીયે વધારે અગત્યની ફરજો અદા કરવાની હોય છે, એમ એ વહેમ પ્રતિપાદન કરે છે. ધર્મશાસ્ત્રમાં આ કાલ્પનિક વ્યક્તિ ઈશ્વર છે, અને રાજનીતિ-શાસ્ત્રમાં આ વ્યક્તિ તે રાજ્ય છે. કાલ્પનિક વ્યક્તિને બલિદાન આપવું જોઇએ, કેટલીક વાર મનુષ્યની જીંદગીનું બલિદાન પણ આપવું જોઇએ; માણસને હરકોઇ ઉપાયે, છેવટે જોરાવરીથી પણ બલિદાન આપવાની ફરજ પાડી

શકાય — આ ધાર્મિક વહેમ થયો. રાજકીય વહેમ આ છેઃ માણસની માણસ પ્રત્યે જે ફરજો છે તે ઉપરાંત એક કાલ્પનિક વ્યકિત — રાજ્ય પ્રત્યે વધારે અગત્યની ફરજો એને અદા કરવાની છે; રાજ્ય માટે જે બલિદાનો, ઘણીવાર મનુષ્યની જીંદગીનાં પણ આપવામાં આવે છે તેની પણ જરૂર છે અને માણસ પાસે કોઈ પણ રસ્તે, છેવટે બલાત્કારથી પણ એવાં બલિદાન અપાવવામાં વાંધો નથી. પહેલાં જુદા જુદા સંપ્રદાયના પુરોહિતો આ વહેમને ટકાવતા. આજે કહેવાતું શાસ્ત્ર એને ટકાવે છે. માણસોને પહેલાંની કોઈ પણ ગુલામી કરતાં વધારે ખરાબ અને વધારે ભયંકર ગુલામીમાં જકડવામાં આવે છે; છતાં શાસ્ત્ર લોકોને સમજાવવા પ્રયત્ન કર્યા જ કરે છે કે તેની જરૂર છે, એ સિવાય બીજું કાંઈ થઇ શકે નહિ.

લોકોના કલ્યાણ માટે રાજ્ય હોવું જોઇએ, અને એણે પોતાની ફરજ અદા કરવી જોઇએ — પ્રજામાં બંદોબસ્ત રાખવો અને શત્રુથી એમનું રક્ષણ કરવું. આને માટે સરકારને નાણાંની તથા લશ્કરની જરૂર છે. રાજ્યના બધા નાગરિકોએ મળીને એ નાણાં પૂરાં કરવાનાં છે. એટલે માણસોના સર્વ સંબંધોનો વિચાર રાજકીય અસ્તિત્વની શરતો ધ્યાનમાં રાખી કરવો જોઇએ.

એક સાદો, અભણ માણસ કહે છે, “ મારે મારા બાપને ખેતીના કામમાં મદદ કરવી છે, મારે પરણવું છે — અને મને તો પકડીને છ વરસ માટે સૈનિકની તાલીમ લેવા માટે કઝાન મોકલી આપે છે. હું લશ્કર છોડીને ખેતી કરવા તથા મારા કુટુંબનું ભરણપોષણ કરવા માગું છું.

પણ આજુબાજુ સો માઈલ સુધી હું પૈસા ન આપું મને ખેડવાની રજા આપવામાં આવતી નથી, અને પૈસા મારી પાસે છે નહિ. વળી મારે જેમને પૈસા આપવાના તેમને ખેડવાનું ભાન નથી અને અને એટલા બધા માગે છે કે મારે જમીનની ખાતર એમને મારી મજૂરી આપવી પડે છે. હું કાંઇક કમાવાની પેરવી કરૂં અને મારૂં ખર્ચ જતાં બચેલા પૈસા મારાં છોકરાંને આપ ઇચ્છા કરૂં છું; પણ ગામડાનો તલાટી આવીને મારી પા કર તરીકે બધી બચત રકમ ઉપાડી જાય છે. ફરી હું કાંઈક કમાણી કરૂં છું અને ફરી વળી બધું લઇ જવ આવે છે. મારી બધી આર્થિક પ્રવૃત્તિ, રજેરજ, સરકા ઉઘરાણીને આશરે છે. મને લાગે છે કે જો અમે રાજ કરમાંથી મુકત થઇએ તો જ મારી અને મારા ભાઇઓ સ્થિતિ સુધરી શકે.”

પરંતુ શાસ્ત્ર કહે છે: “તમે આવો વિચાર અજ્ઞા લીધે કરો છો. સંપત્તિની ઉત્પત્તિ, વિનિમય, અને વહેંચણ નિયમોનો અભ્યાસ કરો અને આર્થિક પ્રશ્નોને રાજકારા પ્રશ્નો સાથે ભેળવી ન દો. તમે જે પરિસ્થિતિની વાત છો તે તમારી સ્વતંત્રતા પર અંકુશરૂપ નથી, પણ એ તમારી સ્વતંત્રતા તથા તમારા કલ્યાણ માટે, બીજાઓ સાથે તમારે પણ આપવાનાં જરૂરી બલિદાનો છે.”

“પણ એ લોકોએ તો મારા છોકરાને મારી પા હરી લીધો છે અને મારા બીજા છોકરાઓને પણ જેમ તેઓ મોટા થાય તેમ તેમ લઈ જવાનું કહે છે પેલો ભોળો માણસ પાછો કહે છે. “તેઓ બળાત્કારે

મારી પાસેથી લઇ જાય છે અને ગોળાઓ છુટતી હોય ત્યાં લડવા સારૂ બીજા દેશમાં ઢસડી જાય છે. અમે તો એ દેશનું નામ પણ સાંભળેલું નથી હોતું, અને એમને શા માટે લઇ જાય છે તેનાં કારણો પણ અમે સમજી શકતા નથી. પણ જે જમીન અમને ખેડવા દેવામાં નથી આવતી અને જેના અભાવે અમારે ભૂખ્યા મરવું પડે છે, તે કોઈ એવા માણસના કબજામાં છે જેને અમે કદિ જોયો પણ નથી અને જેની ઉપયોગિતા અમારા સમજ્યામાં પણ આવતી નથી. પરંતુ જે કરોને પેટે મારાં છોકરાંઓ પાસેથી સરકારી અમલદાર બળાત્કારે અમારી ગાયને લઇ ગયો તે કરો, મારી પૂરી ખાતરી છે કે મારી પાસેથી ગાય લઇ જનાર આ આધિકારીના તથા સરકારપંચ અને મંત્રીમંડળના અનેક સભાસદોના હાથમાં જશે. નથી હું તેમને ઓળખતો અને નથી તેમની ઉપયોગિતામાં મને વિશ્વાસ. આ બધા જોરજુલમથી તે મારી સ્વતંત્રતા કેમ સચવાય અને આ બધાં પાપથી મારૂં ભલું શી રીતે થાય?"

માણસને ગુલામ બનાવવો અને એની પાસે, એ જે બુરૂં માનતો હોય તે કરાવવું શકય છે; પણ તે જુલમ સહન કરતો હોય ત્યારે પોતે સ્વતંત્ર છે અને પ્રત્યક્ષ દુષ્ટતાનો ભોગ થઇ પડયો હોય તો પણ એ દુષ્ટતા એના કલ્યાણ માટે છે, એવું એની પાસે મનાવવું એ અશકય છે. એ અશકય જ દેખાય છે. છતાં આપણા જમાનામાં શાસ્ત્રની મદદથી એમ જ મનાવવામાં આવે છે.

સરકાર — એટલે જુલમ ગુજારનાર શસ્ત્રધારી લોકો — જેમના ઉપર તે જુલમ ગુજારે છે તેમની પાસેથી પોતાને

શું જોઈએ છે તે નક્કી કરે છે. અંગ્રેજોએ ફિજીના લોકોના સંબંધમાં કર્યું છે તેમ સરકાર, મજૂરો પાસે કામ કરાવવા માટે કેટલા મદદનીશોની જરૂર છે તે નક્કી કરે છે, અને પોતાના મદદનીશોને સૈનિકોના, જમીનદારોના તથા ઉધરાતદારોના રૂપમાં ગોઠવી દે છે. ગુલામો પોતાની મજૂરી આપે છે અને સાથે સાથે માને છે કે પોતાના માલિકોની ખાતર નહિ પણ પોતાની સ્વતંત્રતાની ખાતર અને પોતાના કલ્યાણની ખાતર તેમને ‘રાજ્ય’ નામની દેવતાની સેવા કરવાની અને એની આગળ રક્તમય બલિદાન આપવાની જરૂર છે તેથી એ આપે છે. તેઓ માને છે કે આ દેવતાને સંતોષી એટલે તેઓ છુટા જ છે. આવી માન્યતા ફેલાવાનું કારણ એ છે કે પહેલાં સંપ્રદાયો અને પુરોહિતો એવી જ વાતો કરતા અને આજે જુદાં જુદાં શાસ્ત્રો અને પંડિતો એ જ વાત કહે છે. પોતાને ધર્માચાર્યો અને પંડિતો કહેવડાવતા આ લોકો ઉપર અંધશ્રદ્ધા રાખવાનું છોડી દો અને આવાં વિધાનોની નિઃસારતા પ્રગટ થશે. જે લોકો બીજાઓ ઉપર જુલમ ગુજારે છે તેઓ કહે છે કે રાજ્યવ્યવસ્થાને માટે આવા જુલમની જરૂર છે, અને લોકોની સ્વતંત્રતા તથા કલ્યાણને માટે રાજ્યવ્યવસ્થાની જરૂર છે. આનો અર્થ એટલો જ છે કે જુલમગારો લોકો પર જુલમ ગુજારે છે તે લોકોની સ્વતંત્રતા માટે જ છે અને તેમની તરફ ભૂંડાશથી વર્તે છે એ તેમના કલ્યાણ માટે જ છે. પણ લોકોમાં અક્કલ છે. પોતાનું કલ્યાણ શામાં રહેલું છે એ તો સમજી લે અને એ પ્રમાણે વર્તવાની તેમને છુટ હોય.

પણ જે કામોનું સારાપણું લોકોની સમજમાં જ નથી

આવતું, અને જે બળાત્કારે તેમની પાસેથી કરાવવામાં આવે છે તેનાથી તેમનું કલ્યાણ થઇ શકે નહિ. કારણ અક્કલવાન પ્રાણી પોતાના મનને જે સારૂં લાગે તેને જ સારૂં માની શકે. કોઇ માણસ આવેશમાં કે અજ્ઞાનને લીધે કાંઈ ખોટું કરી નાખવા જાય, તો જેઓ એ પ્રમાણે નથી કરતા તેવા લોકો બહુ તો એ માણસને તેનું ખરૂં કલ્યાણ શામાં રહેલું છે તે કરવા માટે સમજાવી શકે. લોકોને એવું સમજાવવું શકય છે કે તમે બધા સૈનિક થશો, તમારી જમીન ખોઈ બેસશો અને કર પેટે તમારી બધી મજૂરી આપી દેશો તો તેમાં તમારૂં વધારે કલ્યાણ થશે. પણ જ્યાં સુધી લોકો આ વસ્તુમાં પોતાનું કલ્યાણ નહિ માને, અને રાજીખુશીથી એ પ્રમાણે નહિ કરે ત્યાં સુધી એને લોકોનું સામાન્ય કલ્યાણ કહી શકાય નહિ. કોઈ પણ કૃત્ય કલ્યાણકારી હોવાની માત્ર એક જ નિશાની છે કે બધા લોકો સ્વેચ્છાએ એ કરવા મંડી પડે છે. મનુષ્યોનાં જીવન આવાં કૃત્યોથી ભરેલાં છે.

દસ મજૂરો સાથે કામ કરવા માટે ઘડવાનાં ઓજારો રાખી લે છે, અને એ કામ કરતાં તેઓ પોતાનું સામાન્ય કલ્યાણ કરી લે છે એમાં શક નથી. પણ જો એ મજૂરો કોઇ અગિયારમા મજૂરને પોતાના મંડળમાં જબરજદસ્તીથી કામ કરવા માટે સામેલ કરે અને કહે કે એમના સામાન્ય કલ્યાણમાં એ અગિયારમા માણસનું પણ કલ્યાણ જ છે તો એ વસ્તુ કલ્યાણમાં આવી શકે તેમ નથી.

કેટલાક માણસો ભેગા થઇ પોતાના કોઇ મિત્રને મેજબાની આપે તેમાં પણ આવું જ છે; કોઇની પાસેથી

બળાત્કાર દસ રૂપિયા લઇ તેને કહેવું કે એ મેજબાનીમાં એનું ભલું જ થવાનું છે એ સમજવું અશક્ય છે. પોતાની સગવડ ખાતર તળાવ ખોદાવનાર ખેડુતોનો દાખલો પણ આવો જ છે. જેઓ તળાવની ઉપયોગિતાને એ ખોદાવવામાં વપરાએલી મજૂરી કરતાં વધારે કિંમતી સમજે છે તેમને માટે તો એ સામાન્ય કલ્યાણની વસ્તુ છે. પણ જે માણસ ખેતરની કાપણી કરતાં આ તળાવના ખોદાણને ઓછું કિંમતી માનતો હોય તેને માટે તો આ તળાવનું ખોદાણ કલ્યાણકારી ન જ ગણાય. સડકો, દેવળો, અજાયબઘરો અને એવાં અનેક પ્રકારનાં સમાજિક અને રાજકીય કામોનું પણ આમ જ છે. આ બધી વસ્તુઓને સારી માનીને તેને માટે સ્વેચ્છાથી મહેનત કરે છે તેમને તે કલ્યાણ કારી છે. પણ જે કરવા માટે લોકોને બળાત્કારે ધકેલવામાં આવતા હોય તેવાં બધાંયે કામો, એ બળાત્કારને લીધે જાહેર ઉપયોગનાં પણ ન ગણાય અને કલ્યાણકારક પણ ન ગણાય.

આ બધું એટલું સ્પષ્ટ અને એટલું સરળ છે કે જો લોકોને આટલો બધો વખત છેતરવામાં ન આવ્યા હોત તો કંઈ પણ સમજાવવાની જરૂર ન પડત. ધારો કે આપણે કોઇ ગામડામાં રહેતા હોઈએ અને બધા ગામલોક મળીને જેમાં ડૂબી જવાય એવું હોય તેવી કોઈ ખાડી ઉપર પૂલ બાંધવાનું નક્કી કરીએ. ખેતર દીઠ અમુક પૈસા, લાકડું, કે અમુક દિવસની મજૂરી આપવાનું નક્કી કર્યું અથવા વચન લીધું. આ પ્રમાણે નક્કી કરવાનું કારણ એટલું જ છે કે પૂલ પાછળ જે ખર્ચ થાય તેના કરતાં એ પૂલની ઉપયોગિતા

આપણુન વધારે છે. પણ આપણામા કોઇ એવા લોકો હોય કે જેમને પૂલ જરૂરનો ન લાગતો હોય અને તેની વાંસે ખર્ચ કરવું અનુકૂળ ન પડતું હોય. આવા લોકોને પૂલ બાંધવાની સખ્તી કરવી એ એમને લાભદાયક હોઈ શકે ? નહિ જ. જેઓ પૂલ બાંધવામાં રાજીખુશીથી ભાગ લેવાનું નકામું માને છે તેમના ઉપર સખ્તી કરવામાં આવે ત્યારે તો તેઓ એને ઉલટું વધારે નિરુપયોગી માને.

હવે એમ ધારો કે આપણે અપવાદ વગર, બધાએ આ પૂલ બાંધવાનું નક્કી કર્યું અને ખેતર દીઠ અમુક પૈસા કે મજૂરી આપવાનું વચન આપ્યું. એમાં એમ પણ બને કે જેમણે આવું વચન આપ્યું હોય તેમાંથી કેટલાક તે પાળી ન શકે કારણ તેમની પરિસ્થિતિ બદલાઈ ગઇ હોય અને તેથી તેમને એમ લાગે કે પૂલની પાછળ પૈસા ખરચવા કરતાં પૂલ વિના ચલાવી લેવું એ જ વધારે ફાયદાકારક છે. અથવા તેમણે માત્ર પોતાનો વિચાર ફેરવી નાંખ્યો હોય. અથવા તેઓ એમ જ વિચાર કરે કે તેમની મદદ વગર બીજાઓ પૂલ બાંધી લેશે અને તેઓ પણ એનો ઉપયોગ કરી શકશે. આ લોકો ઉપર પૂલ બાંધવા માટે બળજબરી કરીને તેમની પાસેથી ફરજીયાત બલિદાન લેવાથી શું એમને ફાયદો થશે ? જરૂર નહિ. કારણ જો આ લોકોની સ્થિતિ બદલાઈ હોય અને તેથી પૂલ બાંધવામાં મદદ કરવી એ તેમને માટે ભારે થઇ પડયું હોય અને તેઓ પોતાનું વચન પાળી ન શકયા હોય તો તેમની પાસેથી ફરજીયાત મદદ લેવી એ તો તેમને માટે વધારે ખોટું થશે. વળી જેઓ મદદ આપવાની ના પાડે છે તેમનો ઇરાદો જો બીજાની

મહેનતનો લાભ લેવાનો હોય તો તેમના પર બળજબરી કરવી એ તેમના ઇરાદા માટે એક શિક્ષા થઇ પડશે; તેમનો ઇરાદો પૂરેપૂરો અવ્યક્ત હોય અને તેનો અમલ પણ ન થયો હોય તે પહેલાં જ તેમને દંડવા એવું થશે. કોઇ પણ રીતે તેમને ન ગમતા કામમાં ભાગ લેવા માટે તેમના પર સખ્તી કરવી એ તેમને માટે સારૂં નથી જ.

આ પ્રમાણે ખાડી ઉપરના પૂલ જેવું સહુના ઉપયોગનું, જેની જરૂરિયાત બધાને સમજાય તેવી ખુલ્લી અને નિર્વિવાદ છે તેને સારૂ ફાળો કરતી વખતે બને છે; તો પછી લશ્કરી નોકરી અને કરો જેવી વસ્તુ જેનો હેતુ મગજમાં ઉતરી શકતો નથી, અસ્પષ્ટ છે અને ઘણી વાર ખુલ્લો નુકસાન-કારક છે તેને માટે બલિદાન આપવા લાખો લોકો પર જુલમ કરવો એ કેટલું બધું વધારે અન્યાયી અને મૂર્ખાઈ-ભરેલું છે? પરંતુ શાસ્ત્ર પ્રમાણે એવું સિદ્ધ થઇ શકે છે કે જે બધાને અનિષ્ટ લાગે તે જાહેર હિતનું હોય.

શાસ્ત્ર પ્રમાણે એવું સિદ્ધ થઈ શકે છે કે સાર્વજનિક હિત શામાં રહેલું છે તે એકલા બહુ જ થોડા લોકો જાણે છે, અને બીજા બધાયે માણસો આ સાર્વજનિક હિતને અહિત ભલે ગણે, તો પણ આ થોડા માણસો બીજા માણસોને ખોટું કરવાની ફરજ પાડીને, આ ખોટાને સાર્વજનિક હિત માની શકે છે.

સત્ય અને કલ્યાણ તરફ માનવજાતિની પ્રગતિને રોકનાર વહેમ અને છેતરામણ મુખ્યત્વે આમાં જ રહેલાં છે. આ વહેમ અને છેતરામણને ટકાવી રાખવાં એ સામાન્ય રીતે રાજકારણને લગતાં બધાં શાસ્ત્રોનો અને ખાસ કરીને

ા અર્થશાસ્ત્રનો હેતુ છે લોકોની પરાધીનતા અને
ની સ્થિતિ તેમનાથી છુપાવી રાખવી એ એનો
છે. આ ઉદ્દેશ સારૂ તેઓ આવા સાધનો યોજે
મી આર્થિક ગુલામીનું મૂળ જે જુલમ, તેનું પૃક્કથરણ
ઇરાદાપૂર્વક એ જુલમને સ્વાભાવિક અને ન ટાળી
એવો તે ગણે છે. આવી રીતે લોકોને તે છેતરે છે
મની દીન સ્થિતિના ખરા કારણ સામે આંખે પાટા

.

ણા વખતથી ગુલામી નાબૂદ કરવામાં આવી છે.
તે નાબૂદ થઇ હતી, અમેરિકામાં અને આપણા
એ નાબૂદ થઈ છે. પણ નાબૂદ થયા છે માત્ર
૪. હકીકત તો એની એ જ છે.

,લામી એટલે માણસની પોતાની હાજતો સંતોષવા
મજૂરીની જરૂર છે તે બળજબરીને લીધે બીજાને
કરવી અને પોતે એનો લાભ લેવો છોડી દેવો.
જાતે મહેનત ન કરતો હોય — એટલા માટે નહિ કે
.ણસો એને માટે પ્રેમથી કામ કરે છે — પરંતુ એટલા
પોતે મહેનત કર્યા વિના બીજાને પોતાને માટે
કરવાની ફરજ પાડી શકે છે ત્યાં ગુલામી છે.
તમામ દેશોમાં જ્યાં એવા માણસો પડયા છે, જે
રે બીજા હજારો માણસોની મજૂરીનો પોતાને માટે
કરી લે છે અને એમ કરવું એ પોતાનો હક સમજે
જ્યાં બીજા એવા લોકો પણ પડયા છે જે આ
વશ થાય છે, અને એમ કરવું એ પોતાની ફરજ
છે ત્યાં ગુલામી ભયંકર સ્વરૂપમાં વર્તે છે.

ગુલામગિરી તો છે જ. એ શામાં રહેલી છે? સબળ ને સશસ્ત્ર લોકોના નિર્બળ અને નિઃશસ્ત્ર લોકો પરના લમમાં એ રહેલી છે.

અંગત જુલમની ત્રણ મૂળભૂત પદ્ધતિઓ—લશ્કરી લમ, લશ્કરી મદદ ઉપર અવલંબેલી જમીન મહેસુલની દ્ધતિ, અને પ્રત્યક્ષ કે પરોક્ષ કરના રૂપમા તમામ લોકો સેથી લેવામાં આવતા કરની પદ્ધતિ, જેનું અસ્તિત્વ પણ ્કરી બળ ઉપર જ અવલંબેલું છે — આ ત્રણ વસ્તુઓની થે ગુલામી આજે પણ પહેલાંની માફક અસ્તિત્વ ધરાવે છે. આપણે એને જોઇ શકતા નથી તેનું માત્ર એક જ રણ છે. ગુલામીનાં આ ત્રણે રૂપોનાં નવી નવી રીતે ર્થનો થએલાં છે તેને લીધે એનું ખરૂં સ્વરૂપ આપણાથી ાયલું રહે છે. સશસ્ત્ર લોકો શસ્ત્રહીન લોકો પર જે અંગત લમ ગુજારે છે એને દેશના સંરક્ષણનું સ્વરૂપ આપીને નો બચાવ કરવામાં આવે છે. આમાં જે શત્રુથી સરંક્ષણ વાનું કહેવામાં આવે છે તે કાલ્પનિક જ છે. ખરી રીતે એમાં જૂની જ વાત રહેલી છે, કે જુલમગારે પરાજિતને ાાવવા. જેની ઉપર કામ કરનાર માણુસ પાસેથી તેનો મીનનો હક છીનવી લેવામાં જે જબરદસ્તી વાપરવામાં ાવે છે તેનો બચાવ એવી રીતે કરવામાં આવે છે કે આ ણસે સમાજના હિતનું (અર્થાત કાલ્પનિક) અમુક કામ છે માટે તેને આટલી બક્ષીસ મળવી જ જોઇએ, તેને મીનદાર બનાવવો જ જોઇએ, અને એક વાર આવી રીતે મીન પર સત્તા આવી એટલે વારસાહકને ન્યાયે તે કાયમ ઈ જાય છે. સાચું જોતાં લશ્કરી બળને પ્રતાપે લોકોને

ગુલામ કરવા અને મહેનત કરનારનો જમીન ઉપરનો હક છીનવી લેવો એ બે સરખાં જ છે. છેલ્લા પ્રકારનો જુલમ, નાણાંનો અથવા કરનો જુલમ જે આ જમાનામાં બહુ જબરદસ્ત અને ભારે મહત્ત્વનો થઇ પડયો છે, તેનો બચાવ તો બહુ વિચિત્ર છે. આવી દલીલ કરવામાં આવે છેઃ લોકોની પાસેથી એમની મિલકત અને સ્વતંત્રતા તથા એમનું જે કાંઈ સારૂં હોય તે, સ્વતંત્રતા અને સાર્વજનિક કલ્યાણને માટે છીનવી લેવામાં આવે છે. ખરી રીતે આ એની એ જ ગુલામગિરી છે. માત્ર એમાં અંગત તત્ત્વ નથી એટલું જ.

જ્યાં જુલમને કાયદાનું સ્વરૂપ આપવામાં આવે છે, ત્યાં પણ ગુલામગિરી હોવાની જ. એ જુલમ કોઇ પણ સ્વરૂપમાં દેખા દે — કાં તો રાજાઓ સ્ત્રીઓ તથા બાળકોની કતલ કરતા અને ગામડાંઓ ઉજાડતા લશ્કર સાથે ચઢાઈ કરે; કાં તો ગુલામના માલિકો જમીન પેટે ગુલામો પાસેથી મજૂરી કે દામ લે, અને કાંઇ બાકી નીકળે તો તે વસુલ કરવા માટે શસ્ત્રધારી સૈનિકોની મદદ લે; કાં તો અમુક માણસો શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ ગામડે ગામડે ફરી લોકો પાસેથી ખંડણી ઉઘરાવે; કાં તો પ્રધાનમંડળ સૂબાઓ અને ગ્રામ અધિકારીઓ દ્વારા કર ઉઘરાવે અને કોઈ તે ભરવાની ના પાડે તો સૈનિકોની ટૂકડીઓ મોકલે — આમાંથી કોઇ પણ રીતે લોકો પર જુલમ ગુજારવામાં આવે, પરંતુ ટૂંકમાં જ્યાં સુધી તોપતલવારના જોર પર જુલમનું અસ્તિત્વ છે ત્યાં સુધી સંપત્તિની વહેંચણી સરખી રીતે નહિ થાય, પણ તમામ સંપત્તિ જુલમગારોના હાથમાં જઇને પડશે.

તમામ જમીન રાષ્ટ્રીય માલકીની બનાવવાની જ્યોર્જની યોજના આ સિદ્ધાંતનું સાચાપણું પૂરવાર કરવા માટે બહુ સચોટ દૃષ્ટાંત છે. જ્યોર્જ સૂચવે છે કે બધી જમીન રાજની માલકીની ગણવી, પછી બધા પ્રત્યક્ષ કે પરોક્ષ કરો કાઢી નાંખી તેને બદલે જમીનભાડું લેવું એટલે કે, જે માણસ જમીનનો ઉપયોગ કરે તે એના ભાડા જેટલી રકમ સરકારને આપે.

આમ કરવાથી શું થશે? રાજ્યમાંથી જમીનની ગુલામી નાશ પામશે, એટલે કે જમીન સરકારની ગણાશે. ઇંગ્લંડને તાબે પોતાની જમીન હશે, અમેરિકાને તાબે એની પોતાની જમીન હશે અને એમ દરેક દેશનું. એટલે કે દરેક રાજ્ય પાસે પોતે લાભ લૂંટી શકે એવી જેટલી જમીન હોય તેના પ્રમાણમાં ગુલામી રહેશે.

આથી કદાચ જમીન પર કામ કરતા મજૂરોમાંથી કેટલાકની સ્થિતિ સુધરે. પણ જ્યાં સુધી ભાડા પેટે ભારે કર લેવાનું ચાલુ રહે ત્યાં સુધી ગુલામગીરી રહેવાની જ. પાક નિષ્ફળ જાય અને તેથી ખેડુત ભાડું ન ભરી શકે — જે એની પાસેથી બળાત્કારે લેવામાં આવે છે — તો એને, બધું ન ગુમાવી બેસે તે માટે જેની પાસે પૈસા હોય તેને પોતાની જાતને વેચવી પડશે.

જો ડોલમાંથી પાણી ગળતું હોય તો એમાં જરૂર કાણું હોવું જોઇએ. આપણે ડોલનું તળિયું જોઇએ તો આપણને ઘણાં કાણાંમાંથી પાણી ટપકી રહ્યું છે એમ જણાશે. પરંતુ આ કાલ્પનિક કાણાં બંધ કરવા આપણે ફાવે તેટલો પ્રયત્ન કરીએ તો પણ પાણી તો ટપક્યા જ કરવાનું.

પ્રવાહ બંધ કરવા માટે તો ડોલમાંથી જે જગાએથી પાણી નીકળતું હોય તે શોધી કાઢવાની અને કાણું અંદરથી બંધ કરવાની જરૂર છે. લોકોની સંપત્તિ પણ જે કાણામાંથી વહી જાય છે તે કાણું બંધ કરવા માટે સંપત્તિની અનિયમિત વહેંચણીનો અંત આણવા માટે સૂચવવામાં આવતા ઉપાયોને વિષે આમ જ કરવાની જરૂર છે. કહેવામાં આવે છે કે મજૂરમંડળો બાંધો, તમામ મૂડી સાર્વજનિક બનાવો, અને જમીનને પણ સાર્વજનિક માલકીની કરી નાંખો. આ બધું જેમાંથી પાણી ટપકતું દેખાતું હોય એવી જગાઓને બહારથી કાંઈ લગાડવા જેવું છે. પરંતુ મજૂરોની સંપત્તિને પરવારતા લોકોના હાથમાં જતી અટકાવવા માટે જે દ્વારા એ વહી જાય છે તે અંદરનું કાણું શોધી કાઢવાની જરૂર છે.

આ કાણું તે શસ્ત્રધારી માણસ નિઃશસ્ત્ર માણસ પર જે જુલમ ગુજારે છે, તે છે; લશ્કર મજૂરોને મજૂરી કરતા લઇ જાય છે અથવા તેમની જમીન કે તેમની મજૂરીનું ઉત્પન્ન લૂંટી લે છે, તે લશ્કરનો જુલમ એ આ કાણું છે. જ્યાં સુધી બીજાને મારી નાંખવાનો મને હક છે એવો ગર્વ રાખતો એક પણ શસ્ત્રધારી માણસ દુનિયામાં હશે, ત્યાં સુધી સંપત્તિની અનિયમિત વહેંચણી, એટલે કે ગુલામી રહેવાની જ.

હું બીજાને મદદ કરી શકું એવી ભ્રમણામાં હું જે દોરાવાયો તેનું કારણ એ જ કે મારૂં દ્રવ્ય અને સીમેનનું દ્રવ્ય, તે મેં એક જ પ્રકારનું માન્યું. વાસ્તવિક રીતે એમ હતું જ નહિ.

સામાન્ય માન્યતા એવી છે કે નાણાં એટલે સંપત્તિ. પરંતુ નાણાં તો મજૂરીનું ફળ છે. એટલે નાણાં એ મજૂરીનો અવેજ છે. દરેક રાજ્યતંત્ર પરસ્પર કરારનું પરિણામ (સામાજિક કોલકરાર) છે એ મત જેટલો સાચો છે તેટલો જ આ મત સાચો છે.

સહુ એમ માનવા ઇચ્છે છે કે પૈસો માત્ર મજૂરીનો વિનિમય કરવાનું સાધન છે. મેં થોડાં પગરખાં તૈયાર કર્યાં છે, તમે થોડું અનાજ પકવ્યું છે; ત્રીજા માણસે થોડાંક ઘેટાં ઉછેર્યાં છે. આપણી ચીજોનો વિનિમય કરવાનું વધારે સુગમ પડે તે માટે આપણે નાણાં દાખલ કરીએ છીએ. દરેકની મજૂરીનું પ્રમાણ નાણાં વડે અંકાય છે. એટલે તે વડે આપણે અમુક પગરખાંના બદલામાં અમુક રતલ માંસ અને દસ શેર લોટ મેળવી શકીએ છીએ. આપણે આપણી ચીજોનો વિનિમય નાણાં મારફત કરીએ છીએ. આપણાં દરેકનાં નાણાં આપણી પોતાની મજુરીનાં નિદર્શક હોય છે. આ તદ્દન બરાબર છે. પણ જે સમાજમા આવો વિનિમય ચાલતો હોય તે સમાજમાં જ્યાં સુધી એક માણસનો બીજા માણસ ઉપરનો જુલમ નથી દાખલ થયો ત્યાં સુધી જ આ બરાબર છે. લડાઇ અને ગુલામગીરીમાં બને છે તેમ બીજાની મજૂરી લૂંટવા માટે બળજરીનો ઉપયોગ ન થાય એટલું જ નહિ પણ પોતાની મજૂરીના બચાવને અર્થે પણ બળજબરીનો ઉપયોગ ન થાય તે સમાજમાં આ પ્રમાણે ચાલે. જે સમાજમાં લોકો ખ્રિસ્તના કાયદાનું પૂરેપૂરૂં પાલન કરતા હોય એટલે જે વસ્તુ જેને જોઇતી હોય તે તેને મળે અને કોઇ જાલિમે કાંઇ વસ્તુ પડાવી લીધી હોય તે પણ લોકો તેની પાસેથી

... ... પરંતુ સમાજમાં જરા પણ બળજબરી વાપરવાની શરૂઆત થાય કે તરત જ નાણું એ તેના માલિકની મહેનતના બદલારૂપે છે એ સિદ્ધાન્તમાં કાંઇ અર્થ રહેતો નથી અને નાણાંથી જાતમહેનતને લીધે મળે તે હક નહિ પણ બળજબરીને લીધે મળે તે હક પ્રાપ્ત થાય છે.

કોઇ જગાએ લડાઈ થઇ અને એક માણસે બીજાની પાસેથી ફાવે તે લેઇ લીધું એટલે તરત જ નાણાં એ મહેનતના બદલા તરીકે ન રહ્યાં. પોતાની લૂંટનો માલ વેચીને યોદ્ધો જે નાણાં મેળવે છે, અથવા લશ્કરના સરદારને જે નાણાં મળે છે તે તેમની જાતમહેનતનું ફળ નથી જ હોતું. પગરખાં બનાવવામાં કરેલી મહેનતથી મેળવેલાં નાણાંથી આ રીતે મેળવેલાં નાણાંનું સ્વરૂપ તદ્દન જુદું જ છે. આખી દુનિયામાં હંમેશાં ચાલતું આવ્યું છે તેમ, જ્યાં સુધી માલિક અને ગુલામો અસ્તિત્વમાં છે ત્યાં સુધી પૈસો મહેનતનો બદલો છે એમ કહેવું એ અશકય છે. કોઇ બાઇ કાપડ વણીને વેચે છે, અને એના બદલામાં થોડા પૈસા મેળવે; એક ગુલામ પોતાના શેઠને કાપડ વણી આપે છે અને શેઠ એ વેચી તેના બદલામાં પૈસા મેળવે છે. પૈસા તો બંને એક જ છે, પણ પહેલા પૈસા મહેનતનું ફળ છે ત્યારે બીજા જુલમને પરિણામે મળેલા છે. કોઇ પરાયો માણસ કે મારા પિતા મને પૈસા ભેટ આપે છે; મારા પિતા, હું, અને સહુ કોઇ જાણે છે કે મારી પાસેથી કોઇ પણ એ પૈસા લઇ લઇ શકે તેમ નથી. કોઇ મારી પાસેથી એ લઈ લેવાની કોશીશ કરે, અથવા ઉછીના લઇ જાય અને ઠરાવેલે વખતે પાછા ન

આપી જાય તો સત્તાધીશો મારો પક્ષ લેશે અને એને ફરજ પાડી મને પૈસા પાછા અપાવશે એ પણ સહુ જાણે છે. એટલે એ વાત દેખીતી છે કે સીમેનને લાકડાં વહેરવા માટે જે પૈસા મળ્યા તેના મુકાબલામાં મારા પૈસા એ મજૂરીના બદલામાં મળેલા છે એમ કહી શકાય નહિ. જે સમાજમાં જરા પણ બળજબરાઇનો ઉપયોગ થતો હોય, જે વડે બીજા લોકોના પૈસા લઇ લેવામાં આવે અથવા બીજાઓ પૈસા લઇ ન લે તે માટે પૈસાનું સંરક્ષણ કરવામાં આવે, ત્યાં પૈસો હંમેશાં મજૂરીનો બદલો ન હોઇ શકે. આવા સમાજમાં કેટલીક વાર એ મહેનતના બદલામાં મળેલા હોય છે, અને કેટલીક વાર જુલમથી મળેલા હોય છે.

બધો વ્યવહાર તદ્દન સ્વતંત્ર હોય ત્યાં પણ જો એક માણસે બીજા પર જુલમ કર્યાનો એક પણ દાખલો બને તો પણ આવું થાય. ત્યારે આજે તો દ્રવ્ય એકઠું કરવા માટે અનેકવિધ પ્રકારના જુલમની સદીઓ વહી ગઈ છે; જમાને જમાને આ જુલમનાં સ્વરૂપ માત્ર બદલાયાં છે પણ તે કદિ ન હોય એવું બન્યું નથી; જ્યારે સહુ કબૂલ કરે છે તેમ એકઠું થયેલું દ્રવ્ય જ જુલમરૂપ બને છે; જ્યારે પ્રત્યક્ષ મજૂરી કરીને મેળવેલા પૈસાનું પ્રમાણ હરકોઇ પ્રકારના જુલમથી મેળવેલા પૈસાના પ્રમાણમાં બહુ જુજ છે — તેવી પરિસ્થિતિમાં એમ કહેવું કે જેની પાસે દ્રવ્ય છે તે તેના પરિશ્રમના બદલા તરીકે છે એ ચોખ્ખી ભ્રમણા અથવા હડહડતું જૂઠાણું છે. આપણે ભલે કહીએ કે એમ હોવું જોઇએ, અથવા એમ હોય એ ઇચ્છવા જેવું છે, પણ હકીકતમાં એમ નથી એવું કહી શકાય જ નહિ.

પૈસો પરિશ્રમનો પ્રતિનિધિ છે. હા, પૈસા પરિશ્રમનો પ્રતિનિધિ છે; પણ કોના પરિશ્રમનો? આપણા સમાજમાં તો ભાગ્યે જ એ પૈસાવાળાના પરિશ્રમનું ફળ હોય છે ઘણુંખરું તો અન્ય લોકોના ભૂતકાળના કે ભવિષ્યકાળના પરિશ્રમનો તે પ્રતિનિધિ હોય છે. બીજા લોકો પાસે કામ કરાવવાની વ્યવસ્થા જે બળજબરીથી સ્થાપિત થઇ છે તેનો એ પ્રતિનિધિ હોય છે.

બરાબર ચોક્કસ અને સરળ વ્યાખ્યા આપીએ તો પૈસો એ એક સાંકેતિક ચિન્હ છે, જે બીજા લોકોની મજૂરીનો આપણા સ્વાર્થ માટે ઉપયોગ કરી લેવાનો હક, અથવા વધારે સાચી રીતે કહીએ તો તેમ કરવાની શક્યતા આપે છે. આદર્શ અર્થમાં તો પૈસો જ્યારે પરિશ્રમના બદલારૂપે મળેલો હોય ત્યારે જ એને આ હક અથવા શક્તિ મળવી જોઇએ. જે સમાજમાં કોઇ પણ પ્રકારનો જુલમ ન હોય ત્યાં જ પૈસો એ પરિશ્રમનું ફળ હોઇ શકે. પરંતુ જે ક્ષણે સમાજમાં જુલમનું તત્ત્વ દાખલ થયું, એટલે કે જાતે મહેનત કર્યા વગર અન્યના પરિશ્રમ પર તાગડધિન્ના કરવાની જરા પણ શકયતા ઉભી થઇ તે જ ક્ષણે, જેના ઉપર જુલમ કરવામાં આવે છે તેની સંમતિ વગર એની મહેનતનો ગેરલાભ લેવાની શકયતા પૈસાથી પ્રાપ્ત થાય છે.

જમીનદાર પોતાના ગુલામ–ખેડુતો ઉપર કાપડના થોડા તાકા આપવાનો કે અનાજ અથવા ઢોર આપવાનો અથવા તેટલી કિંમતનાં નાણાં આપવાનો કર નાંખે છે. એક ખેડુત ઢોર આપે છે પણ કાપડના બદલામાં પૈસા આપે છે. જમીનદાર પૈસા સ્વીકારે છે, કારણ એ જાણે છે

કે એના બદલામાં એને કાપડના એટલા તાકા મળી જ રહેશે. એ તો થોડા વધારે પૈસા લેવાનો જેથી ચોક્કસ જ કાપડના નક્કી કરેલા તાકા એટલા પૈસામાંથી મળી રહે. જમીનદારની પાસેના આ પૈસા બીજાઓ તેને માટે એ પૈસાની ખાતર કામ કરવા બંધાય, એ બંધનના પ્રતિનિધિ થયા.

ખેડુત જમીનદારને જે પૈસા આપે છે તે વડે એ જમીનદાર બીજી કોઈ અજ્ઞાન વ્યક્તિ ઉપર હક ભોગવી શકે છે, કારણ પૈસા લઇને અમુક તાકા કાપડ વણી આપવા ઘણા માણસો ખુશી હોય. કાપડ વણી આપનાર માણસો મળી આવે તેનું કારણ એ છે કે કોઇને ઘેટાં ઉછેરવાનો વખત ન મળ્યો હોય અને તેમને ઘેટાં લેવા પૈસાની જરૂર હોય. વળી અમુક પૈસા લઇને ઘેટાં આપવા રાજી ખેડુત હોય કારણ આ વરસે એને અનાજ સારૂં ન પાક્યું હોય અને એ વેચાતું લેવાની જરૂર હોય. આખી દુનિયામાં દરેક દેશમાં હંમેશ આ પ્રમાણે ચાલ્યાં કરે છે.

માણસ પોતાની વર્તમાન, ભૂત, અને ભવિષ્યની મહેનતનું ઉત્પન્ન, કોઈ વાર પોતાનું ખાવાનું સુદ્ધાં વેચી મારે છે; એટલા માટે નહિ કે નાણાં વિનિમયનું વધારે અનુકૂળ સાધન છે — નાણાં વગર પણ વિનિમય તો એ કરી શકે — પણ એટલા જ માટે કે તેની પાસેથી બળજોરીથી નાણાં વસુલ કરવામાં આવે છે અને એ જ નાણાં વડે તેની મજુરી લઇ લેવાનો હક સ્થાપિત કરવામાં આવે છે.

જ્યારે મિસરના રાજાએ પોતાના ગુલામો પાસે મજૂરીની માગણી કરી, ત્યારે ગુલામોએ પોતાની બધી મજૂરી તેને અર્પણ કરી. પણ તેમણે માત્ર પોતાની વર્તમાન અને

ભૂતકાળની મજૂરી જ આપી દીધી — તેઓ ભવિષ્યની મજૂરી આપી શક્યા ન હતા. પણ નાણાંનો પ્રચાર તથા તેને લીધે શરૂ થએલી આંટને લીધે ભવિષ્યની મજૂરીને પેટે પૈસા આપવાનું શક્ય બન્યું. સમાજમાં બળજબરીનું અસ્તિત્વ હોય એટલે પૈસાને લીધે નવી જાતની પરોક્ષ ગુલામી શક્ય બને છે. જૂની અંગત ગુલામીનું સ્થાન આ નવી ગુલામી લે છે. ગુલામના માલિકને પિટર, આઇવન, કે સિડોરની મજારી ઉપર હક મળે છે. પણ જ્યાં દરેક જણ પાસે પૈસાની માગણી કરવામાં આવે છે ત્યાં જેની પાસે પૈસા હોય, તે જેમને પૈસાની જરૂર હોય તે બધા અજ્ઞાન માણસોની મજૂરી ઉપર સત્તા ધરાવે છે. માલિકને પોતાના ગુલામ ઉપર સંપૂર્ણ અધિકાર છે એ કઠોરતાનું તત્ત્વ અંગત ગુલામીમાં રહેલું છે, તે પૈસો નાબૂદ કરે છે. પણ સાથે સાથે માલિક અને ગુલામની વચ્ચે રહેલો માનુષી સંબંધ, જેને લીધે અંગત ગુલામગીરીની કઠોરતા કંઈક અંશે ઓછી થાય છે, તે લાભ આ નવી વ્યવસ્થામાં નથી હોતો.

આ સ્થિતિ મનુષ્યજાતિના વિકાસ માટે, પ્રગતિ માટે કે એવી વસ્તુ માટે કદાચ આવશ્યક હોય, એમ હું નથી કહેતો. મેં માત્ર મારા મનમાં નાણાંનો અર્થ સ્પષ્ટ કરવાનો તથા નાણાંને પરિશ્રમનો બદલો હું ગણતો તે મારી ભૂલ સુધારવાનો પ્રયત્ન કર્યો છે. અનુભવથી મારી ખાતરી થઇ છે કે નાણાં એ પરિશ્રમનાં પ્રતિનિધ નથી, પણ મોટે ભાગે જૂલમનાં અથવા જુલમ પર રચાએલી અટપટી યોજનાઓનાં પ્રતિનિધ છે.

પૈસો એ પરિશ્રમનો પ્રતિનિધ એવો જે ઇચ્છવા યોગ્ય

પૈસાનો અર્થ, તે આપણા જમાનામાં રહ્યો નથી. કોઇ અપવાદરૂપ પ્રસંગે જ પૈસો પરિશ્રમના ફળરૂપે જોવામાં આવે છે. કારણ સામાન્ય નિયમ એવો થઈ ગયો છે કે પૈસાથી બીજાના પરિશ્રમનો લાભ લેવાનું શક્ય બને છે અથવા તેવો હક પ્રાપ્ત થાય છે.

નાણાં તથા આંટના પ્રચારથી નાણાંનો આ અર્થ વધારે ને વધારે દઢ થાય છે. પૈસો એટલે બીજાના પરિશ્રમનો લાભ લેવાનો હક અથવા શકયતા. પૈસો એ નવી જાતની ગુલામી છે. જૂની ગુલામીમાં અને આમાં એટલો જ ફેર છે કે આ ગુલામી પરોક્ષ છે, આ ગુલામીમાં ગુલામ સાથેના સર્વ માનુષી સંબંધ છૂટી જાય છે.

પૈસો એટલે પૈસો; એની કિંમત હંમેશા એની સાથે જ સરખાવી શકાય, એ હમેશાં એક સરખી અને કાયદાથી નક્કી થયેલી હોય છે. વળી જેમ ગુલામગીરી અનીતિમય ગણાતી તેમ આ પૈસાનો ઉપયોગ અનીતિમય નથી માનવામા આવતો.

મારી જુવાનીના કાળમાં કલબોમાં 'લૉટો' નામનો જુગાર ખેલાવાની ફેશન થઈ પડી હતી. દરેકને એ રમવાની લહે લાગેલી. કહેવાય છે કે હજારો માણસો એમાં પાયમાલ થઈ ગયેલાં, સેંકડો કુટુંબો તારાજ થઈ ગયેલાં અને કેટલાય લોકો વંશપરંપરાગત મળેલી મિલકત ખોઈ બેઠેલા. માણસો આપઘાત કરી મરી જતા. એ રમતની બંધી કરવામાં આવી અને આજ સુધી એ બંધી કાયમ છે.

લાગણીહીન ઘરડા જુગારીઓને એવું બોલતા સાંભળેલા મને યાદ છે કે ખાસ કરીને એક રીતે આ રમત અનુકૂળ

હતી, કારણ બીજી રમતોમાં બને છે તેમ, માણસ ખાસ કરીને કોને હરાવે છે એ જાણવાનું આ રમતમાં ન હતું. નોકરો તો પૈસાથી પણ રમતા નહિ માત્ર લાકડાંના કકડાથી રમતા, અને ગુમાવનારા જુજજાજ રકમ ગુમાવતા એટલે એમને દુઃખ પણ ભારે નહોતું થતું. 'રાઉલેટ' જુગારનું પણ આમ જ હતું, અને દરેક જગ્યાએ એની પણ વિચારપૂર્વક બંધી કરવામાં આવી છે.

પૈસાને પણ આ જ હકીકત લાગુ પડે છે. રૂપિયામાં અમોઘ જાદુ રહેલું છે. ચેક ફાડી આપ્યો અને દુનિયાની બધી જંજાળોથી હું વેગળો. હું કોને નુકસાન કરૂં છું? હું તો બહુ નિર્દોષ અને દયાળુ માણસ છું. પણ 'લૉટો' કે 'રાઉલેટ'ના ખેલમાં જેમ હારી જવાથી આપઘાત કરનારને આપણે ઓળખતા નથી તેના જેવું જ આમા છે. મને તો નાણાં મળે છે અને હું બેઠો બેઠો ચેક ફાડીને એ ખર્ચ્યા કરૂં છું.

ચેક ફાડ્યા ઉપરાંત હું કશું કરતો નથી અને કરવાનો નથી. છતા હું દૃઢતાપૂર્વક માનું છું કે પૈસો એ પરિશ્રમનો પ્રતિનિધિ છે. કેટલું વિચિત્ર! કહે છે કે ગાંડાંનાં તે કાંઈ ગામ વસતાં હશે! પણ આના કરતા ભયંકર ગાંડપણ બીજું કયું હોઈ શકે? ચતુર અને વિદ્વાન માણસો, જેમનું ચિત્ત બીજી બધી રીતે ઠેકાણાસર હોય છે તેઓ મૂઢની માફક રહે છે. તેમના વિચારોમાં કંઈક વજૂદ આવે તે માટે એક જ શબ્દનો અર્થ સ્પષ્ટ કરવાની જરૂર છે પણ તે અર્થનો વિચાર જ છોડી દઈ તેઓ પોતાના મનને ખટકો લાગવા દેતા નથી અને પોતાને ન્યાયી માને છે. આ નાના

ચેકો પરિશ્રમના પ્રતિનિધિ છે! પરિશ્રમના? હા, પણ કોના પરિશ્રમના? ખરેખર પેલા ચેકવાળાઓના તો નથી જ. જે મજૂરી કરે છે તેના પરિશ્રમના છે ખરા.

પૈસો અને ગુલામી એક જ છે; એના ઉદ્દેશો અને પરિણામો એક જ છે. આમવર્ગના એક સમર્થ લેખકે યથાર્થ રીતે કહ્યું છે તેમ એનો ઉદ્દેશ અસલ કાયદાના બંધનમાંથી માણસને મુક્ત કરવાનો છે. એ અસલ કાયદો જીંદગીનો નૈસર્ગિક કાયદો છે કે પોતાની જરૂરિયાતો તૃપ્ત કરવા માટે દરેક માણસે જાતે મહેનત કરવી. ગુલામગીરીની પ્રથાની માલિકો ઉપર જે અસર થતી તે જ પૈસાની પણ થાય છે: નવી અને અસંખ્ય નવી જરૂરિયાતો, કદિ પણ તૃપ્ત થઈ ન શકે તેવી અસંખ્ય નવી જરૂરિયાતો રોજ શોધી કાઢવામાં આવે છે અને તેને પોષણ મળે છે, તથા કંગાલિયત અને વિષયલંપટતા વધે છે. ગુલામો ઉપર પરિણામ એ આવે છે કે તેમની માણસાઈ ઉપર બળાત્કાર થાય છે અને તે પશુની કોટીએ ઉતરે છે.

પૈસો એ ગુલામીનું નવું અને ભયંકર સ્વરૂપ છે. જૂની અંગત ગુલામીની માફક ગુલામ અને માલિક બંનેને તે પાડે છે. પરંતુ જૂની ગુલામી કરતાં તે વધારે ખરાબ એટલા માટે છે કે ગુલામને અને માલિકને પરસ્પરના અંગત માનુષી સંબંધમાંથી તે ભ્રષ્ટ કરે છે.

## નવજીવન પ્રકાશન મંદિર
### અમદાવાદ


જમનાદાસ ભગવાનદાસ ગ્રંથમાળાનાં પુસ્તકો

૧ જાતે મજૂરી કરનારાઓને (ટૉલ્સ્ટૉય) ૦–૩
નરહરિ દ્વારકાદાસ પરીખ

૨ ટૉલ્સ્ટૉય અને શિક્ષણ (અર્નેસ્ટ ક્રૉસબી) ૦–૮
પાંડુરંગ વિઠ્ઠલ વળામે

૩ ત્યારે કરીશું શું? (ટૉલ્સ્ટૉય) ૦–૧
પાંડુરંગ વિઠ્ઠલ વળામે